ડિટેક્ટીવ વાર્તામાળા 1925 7-10 મણકો 73 મો.

# ડીટેક્ટીવ કે દેવ?

છૂટક ? કી. ૦—૧૦—૦

(વાંચો) સચિત્ર, એકજ પૈસો કી. ૦—૮—૦

82338

આ ડીબાચો બાબુ પ્રીન્ટીગ પ્રેસમા છાપ્યો, ઠે રીચીરોડ—અમદાવાદ

॥ ॐ ॥

# ડીટેકટીવ કે દેવ ?

—યાને—

# જાલીમ જમાનો.


લેખક:

—मंगल—

—ને—

શિવલાલ ત્રિભુવન-વાંટાવદરકર.



પ્રકાશક:

રણછોડલાલ મોતીલાલ શાહ,
રીચીરોડ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ | પ્રત ૨૦૦૦.
સને ૧૯૨૫ | સંવત ૧૯૮૧.

મૂલ્ય.

૦-૬-૦.

|| ॐ शंनोमित्रः ||

# "ડીટેકટીવ કે દેવ?"

—યાને—

# 'જાલીમ જમાનો.'

## પ્રકરણ પહેલું.

"તાગડધિન્ના"

સાયંકાલનો સમય હતો. આકાશ અનેક રંગી જણાતું હતું. પવનની ગતિ મંદ હતી. ભાનુરાજ વિશ્રાંતિ લેવાની તૈયારીમાં હતા. કર્તવ્ય પરાયણ આત્માઓ, મગજને શાંતિ આપવાના આશયે બાગ તરફ જતા હતા. ધર્મપ્રિય આત્માઓ, દેહ સાર્થક કરવાના

ઉદ્દેશી દેવમંદિર તરફ જતા હતા. લ્હેરીલાલાઓ, સંસારને સ્વર્ગ સદૃશ માનીને કેવળ આનંદ ઉડાવવાની ખાતર, સ્વતંત્ર સમ્રાટની જેમ રસ્તા ઉપર ટેલતા હતા. વિદ્યાર્થીઓ, પોથીને સાચવતા, નિર્દોષ ગેલ કરતા ગૃહભણી જતા હતા. સમય સાડાપાંચનો હતો. આ વખતે લાલ મીલમાં મજુરો પોત પોતાનું કામ કરી રહ્યા હતા. મીલ બંધ થવાને અરધો કલાકજ બાકી હોવાથી મજુરો જરા ઉતાવળથી કામ કરતા હતા, આ મીલના મજુરવર્ગમાં વૃદ્ધો, યુવાનો, બાલકો તેમજ વૃદ્ધા, યુવતીઓ અને કન્યકાઓ કામ કરતી હતી. મીલનો મુખ્ય મુનિમ, કામ કરતી એક કન્યકા સાથે અમૂક સમયથી પ્યારના વમળમાં સપડાયો હતો ! આ કન્યકાનું નામ હીરા હતું. હીરાનું વય માત્ર પંદર વર્ષનું હતું.તેના સ્વજનમાં તેની વૃદ્ધ માતાજ ફક્ત હતી. અને તે પણ આ મીલમાંજ મજુરી કરતી હતી. હીરા, મીલના મુનીમ સાથે પ્યારમાં પડયાનું હીરાની માતા અદ્યાપિ પર્યંત જાણી શકી નહોતી. મીલ બંધ થવાની તૈયારી હોવાથી હીરાના વદન ઉપર ઉત્સાહ હતો. જે કામ દિવસની શરૂઆતમાં તેને કરવું કંટાળા ભર્યું લાગતું હતું, તેજ કામ, માત્ર અરધો કલાકજ બાકી હોવાથી હીરાને ઠીક લાગતું હતું, અને આખા દિવસમાં નહિ વાપરેલી ઝડપથી તે કામ કરી રહી હતી.હીરા મજુરી કરી પોતાની કોમળ ફુલ જેવી કાયને કરમાવી નાખે

એ હીરાના આશકને લેશપણ ગમતું નહતું; તથાપિ વાત જાહેર ન થઈ જાય એટલા ખાતર, અંતરના અવાજને દાબી દઇને હીરાને કામ કરતી અટકાવતો નહિ. મુનીમનું નામ રંગીલદાસ હતું. નામ પ્રમાણે તેનામાં ગુણ હતા. એટલે કે તે રંગીલો નવ યુવાન હતો. હીરા જોકે મજુરણ હતી; તથાપિ તેની માધુર્યતા, લાવણ્યતા કાંઇ ઑારજ હતી, અને તેથી રંગીલદાસ, પોતાની માશુક હીરાને, કોહીનૂર જેવા બહુ મૂલ્ય હીરા કરતાં વિશેષ મુલ્યવાન માનતો હતો; એવો હીરો પોતાને સંપાદન થયેલો હોવાથી તે પોતાના જીવનને કૃત કૃત્ય માનતો હતો.

છ વાગ્યા અને મિલમાં ભુંગળું થયું. મજુરો પોત પોતાના કામથી નિવૃત્ત થઇ, મજુરી લેવા ઑાફિસમાં ગયા. મુનિમ રંગીલદાસ આ વખતે ઑાફિસની મધ્યમાં ગોઠવેલા કોચની પાસે પડેલી આરામ ચેરમાં પડયો પડયો સિગારેટ ફૂકતો હતો. મજુરોએ આવી રંગીલદાસને નમન કર્યું. રંગીલદાસે મજુરને આઠ આઠ આના આપવા લાગ્યો. સઘળા મજુરો મજુરી લઈ ચાલ્યા ગયા. હમેશના નિયમ પ્રમાણે હીરાનો નંબર છેલ્લો આવ્યો. તેની વૃદ્ધ માતા કામ કરીને કંટાળી જતી, તેથી મજુરી લેવા હીરાને રોકીને પોતે ગૃહ ભણી ચાલી જતી હતી. એ વૃદ્ધ માતાને ખબર નહોતી કે મજુરી લેવા રોકાતી હીરા, પોતાના જીવનને

અપવિત્ર કરી રહી છે.........કન્યકાના કિંમતી ગૌરવને ગુમાવી રહી છે !

હીરાને જોઇને રંગીલદાસે પાંચ રૂપઆની નોટ પેટીમાંથી કાઢી અને હીરા તરફ લાંબો હાથ કરી તે બોલ્યો: "હીરા ! લે આ તારી મજુરી !"

"મારે મજુરી ન જોઇએ." હીરા બોલી; "શું હું મજુરણ ?"

"તું મજુરણ નહિ, કામ કરનારી શુદ્રગુલામડી નહિ, તુંજ મ્હારી હૃદય દેવી છે; અને તેથીજ તું દશગુણી મજુરી મેળવી રહી છે !"

"હું તમારા હૃદયની દેવી હોઉં તો મને આપેલા વચન તમે કેમ પાળતા નથી ?" હીરાએ કટાક્ષની સાથે આ શબ્દો ઉચ્ચાર્યા:

"કયું વચન ન પાળ્યું ?"

"થોડા દિવસ પહેલાં તમે મને વચન આપ્યું હતું કે:–એ ત્રણ દિવસમાં તને પાંચ હજાર રૂપિઆ આપીશ. કેમ ખરૂ કે નહિ ?"

"ખરૂં !" રંગીલદાસ બોલ્યો: "પણ તે વાતનું સ્મરણ આપીને તું શું કહેવા માગે છે ?"

"એજકે આપેલા વચન પ્રમાણે આજે મને પાંચ હજાર રૂપિઆ આપો." હીરાએ મુનિમના વદન સામું એકી નજરે જોઇને કહ્યું.

"હમણાં એટલી મ્હોટી સીલિક મારી પાસે નથી?"

"તો થયું!" હીરા ઑફિસમાંથી બહાર જવાનો ડોળ કરવા લાગી. પણ હીરા ઑફિસ બહાર જવા પામે તે પહેલાં રંગીલદાસ ખુરશીપરથી ઉઠયો અને હીરાનો હાથ પકડી, સામે ઉઘાડી પડેલી તિજોરી તરફ હાથ લંબાવી તે બોલ્યો:

"હીરા! એમ છણકો ન કર, ત્હારો કૃત્રિમ રોષ પણ મારાથી સહન થઈ શકતો નથી. જો આ તિજોરી ખુલ્લી છે. તેમાંથી જોઇએ તેટલી નોટો ઉપાડીલે. પછી કાંઈ?"

"તમારા હાથે આપો તે!" હીરા, આછું સ્મીત કરતાં બોલી:

રંગીલદાસે, તરત તિજોરીમાંથી પાંચ નોટોના બંડલો લઇને હીરાના હાથમાં મૂક્યાં: "લે. આ પાંચ હજાર! હવે રાજી ને મ્હારી મધુરી દિલદાર!"

"વાહરે મારા મીઠા આશક અવતાર!" હીરા, રંગીલ તરફ કામણગારી દૃષ્ટિ ફેંકતી બોલી: અને પવિત્ર-

તાના વેચાણમાં મળેલી નોટોના બંડલો સંભાળપૂર્વક કાંચળીમાં ગોઠવી દીધાં.

' હીરા ! આવ બેસ. "

આશક અને માશુક, સામસામા ખુરશીપર બેઠા. ક્ષણભર ત્યાં મૌન પ્રસરી ગયું. ઉભય, પરસ્પર સામ સામું જોવા લાગ્યા. કોણ મૌનનો ભંગ કરે એ ત્યાં સવાલ હતો. અંતે માશુકના મોહમાં મતિ ભુલેલો મુનિમ ખુરશીપરથી ઉઠયો અને હીરાનો હાથ, પોતાના હાથમાં લઈ, બીજા હાથે હીરાની હડપચી પકડી; અને પછી ? માશુકના મીઠા ગાલને આશકના અલબેલા ઓષ્ટ અડયા. ને ચુંબનના ધ્વનિએ, ખંડમાં પ્રસરેલી શાંતિનો ભંગ કર્યો.

આશકના ચુંબનનો હીરા કાંઇપણ ઉત્તર આપે ત્યાર પહેલાં રંગીલ બોલ્યો: " હીરા! ખરેખર તું રૂપનો અવતાર છે. લાવણ્યનો ભંડાર છે! માધુર્યનો આગાર છે અને સૌન્દર્યનો શણગાર છે. તારા રૂપની કાંતિ પાસે ઇંદ્રની અપ્સરા, ઉર્વશી, તિલોત્તમા કે સાક્ષાત્ રૂપસુંદરી પણ નિસ્તેજ જણાય છે. તારા લાવણ્યના ઓજસ્ પાસે આખી દુનિયા ફીક્કી દેખાય છે. તારા માધુર્યની પાસે, પરિપકવ થયેલી દ્રાક્ષમાંથી નિતરતા રસની અત્યંત મિષ્ટતા પણ હારખાય છે ! તારા સૌન્દર્યની સરખામણીમાં ઉભા રહેવા જગતની સર્વ નારીઓ નિર્બળ અનુભવાય છે. ખરેખર ! આજે

તને નિવૃત્તિના સમયમાં દરરોજ થોડી થોડી ઘડી હશે! તું કોઇ રાજ્યમાં જન્મ પામી હોત, તો અનેક રાજાઓ તારા હાથની ઉમેદવારી કરત; અને તું મહાન્ સમ્રાટની રાણી બનવા પામત, પરંતુ ઇશ્વરની કોણ જાણે એવી તે ઇચ્છા હશે કે તને મજુર વર્ગમાં જન્મ આપ્યો!"

હીરા બોલી: "તમે મને વર્ણવી તેવી સ્વરૂપવાન્ હું છું જ નહિ. છતાં પણ માની લઇએ કે હું સાધારણ સૌન્દર્ય શાલિની છું! તો તમે ક્યાં મોહક નથી?"

માશુકના મનહર મુખમાંથી મેળવેલા નવીન સંબોધનથી હર્ષાવેશમાં પ્રથમની પેઠે 'મોહક આશકે' પુનઃ માશુકના ગાલપર ચુંબન કર્યું. અને ચુંબનનો સુમધુર રણકાર રૂમમાં ગાજી રહ્યો. ચુંબન અપવિત્ર રસિક હતું!

"વ્હાલા?" ચુંબનથી અકળાયલી હીરા બોલી; "હવે હું રજા લઇશ. નિત્યના નિયમ અનુસાર રાત્રે આઠ વાગે આપણાં ખાનગી ક્રિડાભવનમાં અવશ્ય આવશો. હું ત્યાં આપની રાહ જોઇશ."

"સા.........રૂ."

રંગીલ પ્રતિ એક તિરછું કટાક્ષ અને સુમધુર સ્મિત ફેંકીને હીરા ચાલી ગઇ. રંગીલદાસ ઑફિસમાં હિસાબ લખવા બેઠો અને એક વૃદ્ધ મજુરણ ઓફીસમાં ઉપસ્થિત થઇ.

" કેમ તું હજી બાકી રહી છે શું ? " રંગીલદાસ વૃદ્ધને જોઇને બોલ્યો:

" હા સાહેબ ? " વૃદ્ધના સુકાય ગયેલા મ્હોંડામાંથી પ્રમાણે શબ્દ નિકળ્યા.

રંગીલદાસે વૃદ્ધને આઠ આના આપ્યા. વૃદ્ધ તે લઇને હાથ જોડી દીન વદને, કરૂણ સ્વરે મુનિમને કહેવા લાગી:

" સાહેબ ! સાંભળો તો મારી એક અરજ છે ! "

" શું ? " વૃદ્ધના શુષ્ક વદન પ્રતિ જોઇને રંગીલે પૂછયું.

" સાહેબ ! " મજુરણ બોલી: " આઠ આનામાં અમારૂ પુરૂં થઇ શકતું નથી. તેમાં કમનસીબે છોકરાંનો બાપ માંદા પડયા છે. ઘરમાં અનાજના સાંસા છે, ત્યાં દર્દીના માટે દવા શી રીતે લાવવી ? છોકરા બે દિવસ થયા ભુખના દુઃખથી રીબાય છે. આ આઠ આનાથી મારે છોકરાને સંતોષવા કે દર્દીની માવજત માટે દવા લેવી ? જો છોકરા ને સંતોષવા માટે આ આઠ આના ખર્ચી નાખું તો મારૂં સૌભાગ્ય વધુને વધુ જોખમમાં મુકાઇ જાય એમ છે. દર્દીને એકદમ તાત્કાળિક દવાની જરૂર છે. એટલે નિરૂપાયે આપની પાસે મારે હાથ જોડવા પડે છે. અને તે એટલા માટે કે મને પાંચ રૂપીઆ આપો. મજુરી કરી એ રૂપિઆ હું ભરી

આપીશ. મારી આટલી અલ્પ માગણીનો સ્વીકાર કરશો તો હું આપનો અત્યંત આભાર માનીશ."

"મજુરોને આગળથી પૈસા આપવાનો અહિં રિવાજ નથી." રંગીલદાસે કહ્યું:

"રિવાજ ન હોય તો એવો રિવાજ એક ગરીબ કુટું-બના ઉદ્ધાર ખાતર પણ કરો. પરમાત્મા આપનું ભલું કરશે"!

"હવે તું અહિંથી જાય છે? નાહક મારૂં મગજ કેમ ખાય છે.?"

"દયા કરો. સાહેબ! મજુર વર્ગ ઉપર દયા કરો! મજુરોના આધારે તો મીલો ટકે છે!"

"મજુરોના વિના મિલો પડી ભાંગવાની કેમ? આતું શું બકે છે?"

"મને માફ કરશો, મજુરોના લોહીના પરસેવાના આધારે જ મિલો ટકે છે! છતાં અફસોસ કે મિલોના આધારભુત મજુરોને ઠોકરે મરાય છે! સાહેબ મારૂં હૃદય ઉશ્કેરાઇ ગયું છે અને તેથી આપની સમક્ષ હું સત્યપરિસ્થીતિ ઘણાં જ સ્પષ્ટ શબ્દોમાં કહી રહી છું! કૃપા કરી મારી માગણી મંજુર કરો. માત્ર પાંચ જ રૂપિઆ! અને તે હું મજુરી કરીને ભરી આપીશ. પ્રભુને ખાતર એટલી ઉદારતા બતાવો. હું આપનેહાથ જોડું છું!"

"કહું છું કે ચાલી જા." મુનિમનો રંગ બદલાયો. પાસે પડેલી સોટી ને હાથમાં લઈ તેણે ઉમેર્યું. "નહિતર આ સોટી વડે તારો વાંસો ખોખરો થઇ જશે."

"થઇ ગયેલો જ છે!" મજુરણે નિઃશ્વાસ કાઢયો: "વાંસામાં તો શું પરંતુ મારા આખા દેહમાં પણ લોહી નથી. હાડકાના માળાના આધારે મ્હારૂં દેહ પિંજર ટકી રહ્યું છે, સાહેબ! દુઃખી છું! નિઃસીમ દુઃખ દરીયામાં ડૂબેલી છું! મ્હારૂં દુઃખ દુર ન કરો તો કાંઇ નહિ પરંતુ મ્હારી મુશ્કેલી જ માત્ર દુર કરો....એ મુશ્કેલી હજાર—પાંચ હજારની નથી, છે માત્ર પાંચ રૂપિઆની! એટલી ન્હાની રકમ આપની પાનબીડીમાં દરરોજ ખર્ચાઇ જતી હશે. માટે હું કાલાવાલા કરીને કહું છું કે; મને પાંચ રૂપિઆ આપો. ફક્ત પાંચ રૂપિઆ આપો. છોકરા ભુખ ભુખ પોકારે છે. અને છોકરાનો બાપ મરણ શય્યાપર પડ્યા છે. આવી નિરાધાર-હ્રદય દ્રાવક કરૂણ સ્થીતિમાં મૂકાયલી આ દુખિયારી ઉપર દયા કરવી ઘટે છે. ગરીબના આંસુઓની દરકાર કરવી ઘટે છે!"

"એવા આંસુઓની અમને કંઈ જ કિંમત નથી. ચાલી જા. નહિતર હવે આ સોટી રમઝમ કરતી તારો વાંસો ચીરશે!"

૧૨૩૭૮

"અમારા ગરીબના આંસુઓ તમને કંઈ જ કિંમત નથી? સાહેબ! જેવા અમે નિર્માલ્ય છીએ-નિર્બળ છીએ, તેવા નિર્માલ્ય અને નિર્બળ અમારા આંસુઓ નથી. ગરીબના આંસુઓ શંકરના ત્રીજા નેત્રમાંથી ઝરતા પ્રલય કરનારા અગ્નિના ભડકા જેટલા ભયંકર અને વિકરાળ છે!

છરા ભાલા અને તલવાર, કરે બે પાંચનો સંહાર,
અને આંસુ ગરીબોનાં, કરે છે વિશ્વનો સંહાર,
તિખા કાતીલ હથિયારો, નથી એ આંસુ સમ થાતાં;
ખરે! આંસુ ભિખારીના, નથી ફોકટ કદી જાતા.
ગરીબના કકળતા આંસુ ધરિત્રીને ધ્રુજાવે છે!
ગરીબના આંસુઓ પરમાત્મની ગાદી ડગાવે છે.
ગરીબનાં દર્દમય આંસુ મહા સંહાર કરનારા-
પ્રજાળે વિશ્વને પળમાંહીં એવા બળતા અંગારા!
ગરીબના લૂછવા આંસુ નથી જે રાખતા દરકાર,
હશે સમ્રાટ પણ તેનો થશે ક્ષણ માત્રમાં સંહાર!

'मंगल'

સાહેબ! ગરીબના આંસુઓ એટલા પ્રબળ છે. માટે અમારા ભયાનક અને અત્યંત શક્તિ ધરાવનારા આંસુઓની દરકાર કરો....."

રંગીલદાસનો પિત્તો ઉછળ્યો.ખુરશી ખાલી કરીને તે મજુરણી તરફ ધસી ગયો. અને ક્રોધાવેશમાં એ મજુરણના વાંસાપર ચાર પાંચ સોટી પ્રહાર કરી નાખ્યા.

પ્રહાર ઝીલીને વૃદ્ધ બોલી, " મરતાને ન મારો ! ન મારો ! આ મળી ગયેલા–બેસી ગયલા મ્હોડાને પાંચ રૂપિઆ નથી આપી શકતા અને ઉપસેલા–ખીલતા લાલ મ્હોડાને પાંચ હજાર જેટલી મોટી રકમ આપી શકો છો. ધિઃકાર છે ! લાખવાર ધિઃક્કાર છે ! જે રકમ, અંતે મારા જેવી જ શુષ્ક સ્થીતિને પામનાર, પરંતુ હાલ લલચાવનાર મ્હોડાના માટે ફના કરી નાખી તેટલી રકમથી તો એક હજાર નિરાધારો પોષાત. અરે, પાંચ હજાર રૂપિઆ ! તેટલાથી તો પાંચસો ભારત જનેતા ગાયોને, કસાઇને હાથે કપાતી અટકાવી શકાત ! અરે ! પાંચ હજાર રૂપિઆ ! એટલાથી અમારા જેવા ગરીબી હાલતમાં રીબાતા સેંકડો કુટુંબોનો ઉદ્ધાર કરી શકાત ! અરે ? પાંચ હજાર રૂપિઆ ! એટલાથી તો દેશનું દારિદ્રય દુર કરનાર, મહાત્મા ગાંધીજીનું મન હરનાર અને ગુલામીની સાંકળ તોડનાર એક હજાર રેંટિયાનો દેશમાં પ્રચાર થઈ શકત ! સાહેબ ! વિચારો વિચારો. જે મ્હોડાને ઉર્વશી ને તિલોત્તમાની ઉપમા આપી, તેજ મ્હોડું સૃષ્ટીકારના નિયમ પ્રમાણે અંતે મારા જેવું જ થવાનું છે. નાહક આત્માને ઘોર પાપમાં ન

ઝંપલાવો. કારણ કે જે મ્હોડું તમને પ્રિય લાગે છે. જે મ્હોડું જોવાથી તમારા હૃદયમાં કામ વિકાર જાગે છે, તેજ મ્હોડું અંતે ફરી જશે. અને તે વખતે મેં 'મ્હોડુ' નહિ પણ ડાચું' કહેવાશે.

હૃદય ઉભરાઈ જવાથી આપને આટલું કહેવાની મ્હેં હિંમત કરી છે. હું જાણું છું કે મારી આ હિંમતના બદલામાં મ્હારી દરરોજની આઠ આનાની રોજી ઉપર પણ પાટુ પડશે; પરંતુ મને ખાત્રી છે–મારામાં આસ્તિકતા છે કે. '**જેનું કોઇ નથી હોતું તેના ભગવાન હોય છે.**' અને તેથી જ જો મારા પેટ ઉપર લાત પડશે તો ભગવાનને મારી મુંઝવણનો વિચાર કરવો પડશે!........આટલી લાંબી વાત કરીને--આપની સ્પષ્ટ ના છતાં—હું ફરીથી વિનતિ કરૂ છું કે મને પાંચ રૂપિઆ આપો. આ આઠ આનાનો હું દેશી ઉકાળો લેવાની છું. પછી મ્હારા છોકરાનું શું ? હાય ! 'ભુખ ભુખ' કરતા તેઓ મ્હને વિંટળાઈ વળશે. ત્યારે હું શું જવાબ આપીશે ? અને જો આ આઠ આનામાંથી છોકરાના માટે કંઇક ખાવાનું લઇ જાઉંછું તો દર્દીને આરામ શી રીતે વળે ? મારી આટલી અવદશા—અરે ! મજુર વર્ગની આટલી અધોગતિ–દુર કરો. મારી જ માફક સંકટથી રીબાતા એટલા કુટુંબો જગતમાં પડ્યા છે કે પ્રથમ સઘળી પંચાત છોડીને તેમનો

ઉદ્ધાર કરવામાં આવે તો દેશનું દારિદ્રય બળી જાય! પણ આ સત્ય સમજવાને હજી સૈકાઓ જોશે. સૈકાઓ બાદ પણ આ સત્ય સમજાશે ત્યારે જ જન્મભુમિનો ઉત્કર્ષ ધ્વજ આભ આંગણે ફરકશે. હમણાં તો મ્હારા એકનો જ આપ ઉદ્ધાર કરો. અને તે હમણાં ખારા કરેલા પાંચ હજારના એક હજારમા ભાગથી–માત્ર પાંચ જ રૂપિઆથી મારો ઉદ્ધાર થઈ શકે એમ છે!

"હું તારી ફિલસુફી સાંભળવા માગતો નથી. મને ટાઇમ નથી. ચાલી જા. તારા જેવાનો ઉદ્ધાર કરવા સારૂ મારા ગજવા ખાલી છે." મુનિમે વૃદ્ધાના તીર જેવા વેધક શબ્દો સાંભળવા માટે કંટાળો બતાવતાં એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"અમારા જેવાનો ઉદ્ધાર કરવા તમારા જેવા શાહુકારોના ગજવા ખાલીછે; અને અપવિત્ર પ્યાર કરવામાં તો ગજવા ભરપુર છે! શરમ છે! ધિ:કકાર છે! આથી વધુ હું કાંઈ કહી શતી નથી. આપની આટલી નિઃસીમ નિર્દયતા વચ્ચે હું ચાલી જાઉં છું! પણ જતાજતાં થોડાક શબ્દો બોલવાનો લોભ તજાતો નથી. અવિનય થાય તો માફ કરજો; આપનું હૃદય દુખિત બની જાય તો તેને શાંત કરજો. હું જે કહેવા માગું છું તે અત્યંત સ્વષ્ટ શબ્દોમાં ભાર પૂર્વક કહેવા માંગુ છું અને તે એ કેઃ—

" જ્યારે અમારા જેવા મજુર વર્ગની અધોગતિને દુર કરવા. તમારા જેવા શાહુકારોના ગજવા લક્ષ્મીથી ઉછળશે. ત્યારેજ અમારી અધોગતિની સાથે દેશની અરે ! દુનિયાની અધોગતિ ઉડી જશે ! જ્યાં સુધી ગાડી ઘોડા વસાવવા–નોકર ચાકરોને રાખવા–મોજમજાહ ભોગવવા–રંગરાગ ઉડાવવા–અને કુટિલ કાર્યો માટે તમારા લક્ષ્મીથી ભરપુર ગજવાઓ પણ, અમારા જેવા રોટલાના ટુકડા વિના રઝળતા માટે કપડાના કકડા વિના રડવડતા માટે ઘરના ખુણે, પતિની જીવલેણ માંદગી હોય–બચ્ચાંઓ ખાવા માટે તલપાપડ હોય, ઘરમાં કાંઇ ન હોય, ખાવાનું લાવવા માટે પાઇ ન હોય એવી નિરાધાર–કફોડી સ્થીતિ માટે આંસુ વરસાવતા માટે અને આપના જેવા દરરોજના હજારો રૂપિઆ પાણીની માફક ઉડાવતા શ્રીમંત પાસેતી બે પાંચની આશાએ આવનાર, ખાલી હાથે પાછા ફરતા માટે તેમજ તમારા જેવાજ આત્માવાળા–એટલેકે તમારા આત્મબંધુ–દેશબંધુની નિરાધારા વસ્થા સુધારવા માટે તમારા ગજવા ખાલી છે ત્યાં સુધી–હા ! ત્યાં સુધી નિશ્ચયમાન જો કે દેશના સ્વતંત્ર્યનો પોકારપણ ખાલીજ છે ! "

મ્હોટા અવાજે, ખોખરા થઈ ગયલા મ્હોડામાંથી આટલા શબ્દો નિકળવા પામ્યા. અને આ શબ્દોનો રંગીલદાસ કંઈપણ જવાબ આપે ત્યાર પહેલાં એ વૃદ્ધા ઉપરા ઉપર નિ:શ્વાસ મૂકતી, લથડતે પગે, આખમાં આંસુ સાથ

ત્યાંથી ચાલીગઈ. જતી વખતે તેણે રંગીલદાસ તરફ એક દૃષ્ટિ ફેંકી હતી,તે દૃષ્ટિ જાણે તેને કહેતી હતી કે: "તમારાજ આત્મબંધુ અને દેશબંધુ કે જેઓ બટકુ રોટલા માટે આંસુ સારે છે; તેમનો અનાદર કરીને, લક્ષ્મીના ઉન્માદ પ્રવાહમાં તણાઇને 'તાગડધિન્ના' કરવાનું છોડીદ્યો. ધર્મને ખાતર-દયાને ખાતર છોડીદ્યો ! "

## પ્રકરણ બીજું.

### " પ્યાર-પુરાણ. "



ઉદ્દ મજુરણના ગયા પછી તરતજ રંગીલદાસની ઑફિસમાં એક સ્ત્રી અને એક પુરૂષ એમે બે જણાં આવ્યા. સ્ત્રીએ પોતાના વાળને એકદમ ફેન્સી ઢબથી હોળેલાં હતા; અને પોતાના કાળા ભમર જેવા સુવાસિત તેલથી મઘમઘતા વાળ બહાર દેખાય એ રીતે-અર્ધ માથે ઓઢયું હતું. કંઠમાં તરતનો ખરીદેલો, ચક ચકતો, નકશી કારીગરી વાળો એક સુવર્ણ હાર ઝુલતો

હતો. ફુલગુલાબી રંગના વાયલનું પોલકું, આછા પોપટીયા રંગની સાડી અને સાડીની અંદર લપેટાયલો સફેદ મલમલનો ઘાઘરો આ તેના વસ્ત્રાભુષણ હતા. હાથમાં કાચની લાલ બંગડીઓ અને સાથે સુવર્ણની બંગડીઓ પણ ખખડતી હતી.પગમાં ફેસનેબલ ઢબ પ્રમાણે ઉંચી કિંમતના રેશમી મોજા અને તે ઉપર ઉંચી એડીવાળા મેડમ 'જેવા કાળા બુટ પહેરેલા હતા. સાડી રેશમી હોવાથી ઘડી ઘડી ખભાપરથી ખસીજતાં ઉચી નીચી કરવા માટે હાથને તસ્દી લેવી ન પડે એટલા માટે એક સુવર્ણ પીન ભરાવી, ખભાપર સાડીની આકર્ષક અને ખુબીદાર કરચલીઓ પાડી હતી. હાથમાં નાજુક છત્રી રાખીને તેણે પોતાની છટામાં વધારો કર્યો હતો. અને પુરૂષનો પોશાક એકદમ સાદો હતો. ટુંકા પનાનું જાડા પોતનું ધોતિયું, બદન ઉપર એક પહોળું પહેરણ અને માથા ઉપર અત્યંત જુની થઈ ગયેલી બેંગ્લોર કેપ પહેરી હતી. સ્ત્રીની માફક તેણે પણ વાળ હોળ્યા હતા, પરંતુ તે સુવાસિત તેલથી ભીંજાયલા ન હોવાથી તેમજ ચળકતા અને આકર્ષક ન હોવાથી સ્ત્રીની પેઠે દેખાવમાં ન રાખતાં ટોપીની અંદર સંતાડી દીધા હતા.

પ્રવેશ કરતાંની સાથેજ સ્ત્રી, રંગીલદાસ તરફ જોઇને બોલી:

" દીલદાર! આજે હાથમાં કાં 'સ્ટીક' ઝાલીછે ?

" હૃદય ઉછળી રહ્યું ને કાં વદનપર આજ લાલીછે?"

રંગીલદાસે ઉત્તર આપ્યો:

" આવ્યાતમે ! મેં તો અમસ્તી હાથ લીધી 'સ્ટીક'ને
"આવ્યા અચિંતા આપ. તબીયત તો રહેછે ઠીકને?"

" આપના જેવા રસિક ભોગીની છાયા નીચે દુઃખની અલ્પ ઝાંખી પણ કેમ હોય ? " તેસ્ત્રીએ પાસેની ખુરશીમાં આસન લેતાં જણાવ્યું.

" મધુમુખી ! " રંગીલદાસ બોલ્યો: " આજે આપના પગલા કેમ થયા મીલમાં ? "

"તમારી પૈસા આપવાની ઢીલમાં " બાજુમાં ઉભો રહેલો પુરૂષ વચ્ચેજ બોલી ઉઠયો "

" એટલે ? " રંગીલદાસ જાણેકે ચમકી ગયો હોય તેમ બોલ્યો:

"એટલે શું !" તે પુરૂષ બોલ્યો: "મધુમુખીને પચાસહજાર રૂપિઆ  આપવાનું તમે કેટલો વખત થયા કહ્યા કરોછો ? "

" તે શું છે ? " રંગીલ બોલ્યો:

" એ પચાસ હજાર રૂપિઆ આજે આપો." મધુમુખી બોલી:

" આપીશ ! "

"એમ નહિ." તે પુરૂષ બોલ્યો: "અત્યારેજ આપો."

" અત્યારે એટલી મ્હોટી રકમ આપી શકું એવી સવડમાં હું નથી" રંગીલદાસે તે પુરૂષના સામું જોઇને કહ્યું:

" શું ક્યારથી પૈસા વહાલા થયા ? " મધુમુખી હસીને બોલી.

" અરે નારીના રસિલીનાર ! તારા પ્યારની સાથે સરખાવી ન શકાય કુબેરનો પણ દ્રવ્યાગાર !" લટુ રંગીલદાસે જણાવ્યું.

" એ બધું બોલતા આવડેછે ! પણ તેવી વર્તણુંક કરતાં ક્યાં આવડે છે ?" મધુમુખી બોલી:

રંગીલદાસ મૌન રહ્યો. તે પુરૂષ વળી વચ્ચે આવ્યો:

" પૈસા સાચવી રાખીને કાંઇ મજા—"

પુરૂષની વચ્ચેજ રંગીલ બોલ્યો: "હમણાં સવડ નથી એટલે ના કહું છું. નહિતર કોઇ દિવસ હું—"

" ના નહિ ચાલે. " મધુમુખી બોલી: " પચાસ હજાર નહિતો પચીસ હજારતો આપોજ આપો. "

" એટલી પણ સવડ નથી.જો આ તિજોરી પણ ખાલી છે. " રંગીલદાસે તિજોરીનું બારણું ખોલી બતાવ્યું:

" ત્યારે હું આ ચાલી. " મધુમુખી ખુરશીખાલી કરીને ચાલવા લાગી રંગીલદાસ પાછળ ઉઠયો અને મધુમુખીનો હાથ પકડયો.

" કેમ મધુમુખીને ઝાલી ? " મધુમુખીએ કૃત્રિમરોષ બતાવ્યો:

" પ્રેમના બંધનથી બંધાયલા પ્રેમીકનો હક છે!"

" એ હક હવે ઠોકર ખાશે....મધુમુખીનો પ્યાર હવે બદલાઇ જાશે ! "

" એટલે શું આ રંગીલદાસ મધુમુખીના પ્યારથી વંચિત થાશે ? "

"અરે ! તારો ગુલામ બને આ રંગીલદાસ, પણ ન કર આપણાં પ્રેમનો નાશ."

" ગુલામ બનવાની કંઈજ જરૂર નથી. " હાથ તરછોડતાં મધુ બોલી.

"પણ તું ક્યાં જાય છે."

" તે પૂછનાર તમે કોણ ? "મધુમુખીએ ભવા ચડાવ્યા.

" ત્હારો....આશક ! પ્રેમીક !"

" લુખખા પ્રેમિકની મને જરૂર નથી. " એમ કહીને મધુમુખી, રંગીલનો હાથ તરછોડીને ચાલવા લાગી. રંગીલા રંગીલ દાસે ફરીથી હાથ પકડયો. અને બોલ્યો: "જરા બેસતો ! કેમ થાય છે તું કોમળ છતાં ક્રૂર? !"

"માગણી કરો મંજુર !" મધુમુખીએ માગણીની વાત આગળ મુકી.

" મં-જુ-ર ! " રંગીલદાસે માગણી મંજુર કરી.

તે પુરૂષ મનમાંજ કહેવા લાગ્યો: " વાહ ! જમાનો ! પુરૂષની માગણીનો ઇનકાર, અને સ્ત્રીની માગણીનો આદર સત્કાર, નારી જરા કરે ચાળા કે તૂટીજાય તિજોરીના તાળા. વાહરે ! મધુમુખી ! મારા મહદ્‌ભાગ્ય કે તું બની મારી

નારી ! કમાવાની તો તેં તસ્દીજ વિહારી ! તું કરેજરા પ્યારની પંપુડીનો નાદ, ત્યાં તો પડે છે પૈસાનો ધોધ-બંધ વરસાદ ! ”

મધુમુખીએ ખુરશીમાં સ્થાન લીધું. અને રંગીલદાસે તિજોરીમાંથી પચીસહજારની નોટો કાઢીને મધુમુખીને આપી. મધુમુખીએ લઇને પોતાના પરણેતર પતિને આપી. તે ધિક્કારપાત્ર પતિએ,પોતાની પત્નિની પવિત્રતાના બદલામાં મળેલી નોટોની સંભાળ પૂર્વક, મનમાંજ હસીને પહેરણના ગજવામાં સેરવી દીધી.

મધુમુખી મધુ હસીને મધુ શબ્દ બોલી:

“ પ્રિયતમ! તમે ખરેખર રસિકછો હો ! ”

“ મારા શુષ્ક અંતરમાં રસનું ઝરણુ તેં વહાવ્યું છે. ” રંગીલદાસે એમ કરીને મધુમુખીના લાલ અધરો-ષ્ટપર ચુંબન કર્યું.

“ રંગીલા ! હવે હું રજા લઈશ. “ મધુમુખી ઉભી-થતાં બોલી:

“ પધારો ! ” રંગીલદાસે રજા આપતાં મધુમુખીનો હાથ પકડયો. અને મધુમુખી હાથ તરછોડી દુરજાય ત્યાર પહેલાં રંગીલદાસે પુનઃ ચુંબન કર્યું ચુંબનનો ચશ્ચશૂ ધ્વનિ ઑફિસ રૂમમાં પ્રસરી ગયો.

“ આશકના ચુંબનની સાથે માશુક ચાલી ગઈ.

રંગીલદાસ ‘ પ્યાર પુરાણુ ’ ની સમાપ્તિ કરીને નામું

લખવા બેઠો. સાત વાગવા આવ્યા હોવાથી ઑફિસમાં અંધકાર થયો,અને એક નોકરે આવીને રૂમમાં બત્તી મૂકી દીધી, બત્તીના પ્રકાશથી ઑફિસનું ફર્નીચર ચળકવા લાગ્યું.

" મુનિમજી ! "

રંગીલદાસે ચોપડામાં ઘાલી દીધેલા મ્હોને ઉંચત કર્યું. પોતાને બોલાવનાર મિલ માલીક ભગવાનદાસને પોતાની પાસે ઉભેલા જોવાથી સભ્યતાની ખાતર તે ખુરશી પરથી ઉભો થઇ ગયો. અને વિનયથી બોલ્યો: " કેમ શેઠજી ! "

" પાંચ હજાર રૂપિઆ આપોતો....એક માણુસને દેવા છે. હાલ તરત તે મારા ખાતે માંડજો. "

રંગીલદાસનો રંગ ઉડી ગયો. પાંચ હજાર ક્યાંથી આપવા ? હતી શેઠની માગણી ! તિજોરીમાં કંઇ રહેવા પામ્યું ન હતું. હીરા અને મધુસુખીના પ્યારમાં તિજોરી ' તળીયા ઝાટક ' થઈ ગઈ હતી. દિવસે વીસ હજાર રૂપિઆ આવ્યાની શેઠને ખબર હતી. એટલે ' તિજોરીમાં સિલિક નથી' એમ કહેવાય પણ શી રીતે ? અને આ પાંચ હજાર રૂપિઆ શેઠને આપે પણ શી રીતે ? રંગીલદાસ સખ્ત મુંઝવણમાં આવી પડયા. શેઠ, મુનિમને મૌન વશ જોઇને પુનઃ બોલ્યા:

" લાવો તો પાંચ હજાર.......મારે જવું છે ! ઉતાવળ છે ! "

રંગીલદાસને બોલ્યા વિના છુટકો ન હતો. તેણે ધડકતા હૃદયે કહ્યું.

" તિઍરીમાં પાંચ હજાર નથી. "

" કેમ ? " શેઠ ચમકીને બોલ્યા : " આજ બપોરેજ વીસહજાર આવ્યા છે ને ? "

પણ........તે........" રંગીલદાસની જીભ અટકી પડી ! શું કહેવું ?

---

## પ્રકરણ ત્રીજું.

---

### " પાપ નિકેતનમાં "

---



પોતાની ગભરાયલી પરિસ્થીતિ શેઠ ન કળી શકે એ હેતુથી રંગીલદાસે અધુરૂં વાકય પુર્ણ કરી નાખ્યું: "...સુતરના લેણદારોને અપાઇ ગયા."

" ત્યારે કેટલી સીલિકછે ? "

" એકાદ હજાર હશે ! "

" એટલા લાવો. '

રંગીલદાસે હજારની નોટો શેઠને આપી. શેઠને તત્કાળતો ચાલતા ગયા. પરંતુ શેઠના મનમાં શંકાએ ઘર ઘાલ્યું: જરૂર હિસાબમાં ગોટાળોછે. ”

શેઠના ગયા પછી રંગીલદાસે ઑફિસ બંધ કરી, અને તે પોતાને ઘેર જઈ પહોંચ્યો.

તેની પત્નિ પુષ્પા પતિવ્રતા હતી. સ્વામિની રાહ જોતી તે આંગણામાં બેઠી હતી. સ્વામિને જોઇ તેના હૃદયમાં હર્ષની ઉર્મિઓ સ્વાભાવિકજ ઉછળી.એ ઉર્મિના આવેશમાં તે બોલી :

“ નાથ ! પધાર્યા. આજે કાંઈ મોડું ! ”

“ જરા વધારે કામ હતું. ”

રંગીલદાસે કપડા ઉતાર્યા. પુષ્પાએ થાળી પીરસી. દંપતી સાથે જમવા બેઠા. સ્વામિએ ઉતાવળથી જરા ખાઇ લીધું અને પછી હાથ મ્હોં ધોઈ મુખવાસ લીધો. પત્નીએ પ્રશ્ન કર્યો :

નાથ ! કંઈ ઉદાસમાં હો એમ અનુમાન થાય છે. દાસીને કહેવા જેવું છે ? ”

“ કંઇ નથી. ”

“ ત્યારે પ્રકૃતિ અસ્વસ્થ છે ? કેમ પુરૂ ખાધું નહિ ? મ્હોડું હસતું નથી. માથું દુ:ખેછે ? દાબું ! ? ” પ્રેમાળ પત્નીએ પ્રશ્નો પૂછ્યા.

"મ્હારી પ્રકૃતિ અસ્વસ્થ છે! પરંતુ તે માનસિક પ્રકૃતિ અસ્વસ્થ છે. શારિરિક નહિ." રંગીલદાસે જણાવ્યું.

" એવું શું છે ? "

" વ્હાલી ! શું કહું ? પારકે પૈસે તાગડધિન્ના કરતાં હવે વિમાસવાનો સમય આવ્યો છે ! "

" નાથ ! એવી દુષ્ટ વર્તણુક ન રાખવા સંબંધીના મારા પ્રથમના શબ્દો યાદ આવે છે ? "

" તું કષ્ટ કપાય એવી યોજના બતાવીશ, કે દગ્ધ થતા દીલ ઉપર ડામ ચાંપીશ !" રંગીલદાસે ખિન્ન અવાજે ક્રોધના મિશ્રિત ભાવથી કહ્યું,

" કષ્ટ શું છે ? સવિસ્તર કહો. "

"કષ્ટ આવ્યું નથી ! આવવાનું છે."

" અટકાવો ! "

" અ સંભવિત છે. "

" વસ્તુ સ્થીતિથી મને વાકેફ કરશો !"

" સાંભળ ! ઉડાઉ પણામાં શેઠના એક લાખ રૂપિઆ મેં ઉડાવી દીધા છે. આજે ઓચિંતો હું શેઠની પાસે સપડાયો છું ! તિજોરીમાં કાંઈ રહ્યું ન્હોતું અને શેઠે આવીને પાંચ હજારની માગણી કરી. જોકે મેં ચાલાકીથી શેઠ ન શંકાય એવી રીતે ઉત્તર આપી દીધો છે; પરંતુ મને ખાત્રી છે કે મારાથી શેઠ કાંઇ શંકાનો ત્યાગ કરશે

નહિ. આજ સુધીના મારા વહીવટનો હિસાબ માગશે. હું ક્યાંથી આપી શકીશ ? ભોપાળુ પ્રગટ થતાં મારા ખરાબ હાલ થશે. વિશ્વાસઘાતનો આરોપ મૂકી શેઠ કોર્ટમાં જશે અને મારાતો ભીંગડા ઉતરી જશે. કોણ જાણે મારૂં શું થશે ? પણ વ્હાલી ! એટલું તો અવશ્ય કે હું હાલ બેહાલ થઇશ. જેલમાં જઇશ. દુઃખ પામીશ અને રસ્તે રઝળતા ભિખારીથીય અધોગતિની રાત્રીમાં ગબડી પડીશ........તું રઝળીશ પડશે ! ”.રંગીલદાસે રડવા જેવા મ્હોંએ આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

દંપતીનો વાર્તાલાપ અટકી પડયો. રંગીલદાસનો મિત્ર ઇશ્કીલાલ રંગીલદાસને મળવા આવ્યો. સ્વામિના સ્નેહીને જોઈ પુષ્પા, બાજુના રૂમમાં ચાલી ગઈ.

“ કેમ રે ! રંગીલદાસ !” આવનાર બોલ્યો.

“ સુખનું સત્યાનાશ ! ”

“ હેં ! ” ઈશ્કીલાલ ચમકયો ! “ શું કહે છે ? કેવી રીતે ? ”

પત્નિને જણાવ્યા પ્રમાણે રંગીલદાસે, મિત્રને બધું જણાવ્યું. હકીકત સાંભળી ઈશ્કીલાલ બોલ્યો:

“ તેમાં ગભરાય છે શાનો ? હિંમત રાખ, તારો વાળ પણ વાંકો કરનાર કોણ છે ? આ ઇશ્કીલાલ—ગામના દાદાનો તું-મિત્ર છે, પછી તારા સામે આંગળી ચિંધનાર કોણ

છે ? આનંદકર. ;જરાય ન ડર. તારા શેઠને હું સ્વધામ પહોચાડી દઈશ પછી કાંઇ ? "

" એ તારાથી બનશે ?"

" તેમાં શું મુશ્કેલી હતી ? ખુ....ન કરવું એતો મને મને એક બાલકની રમત જેવું જણાય છે ! બોલ, તારી ઈચ્છા હોય–શેઠ તને પજવશે, એવી તને ધાસ્તી જણાતી હોય–તો તારા શેઠનું હું તાત્કાલિક ખૂન કરૂં. "

" જો શેઠનું ખૂન થાય, " વફાદાર (!) નોકરે ઉદગાર કાઢયા: " તો બધી આપદા ટળી જાય ! "

" તારા શેઠનું ખૂન થયુંજ સમજ ! ઈસ્કીલાલ ધારેલું કામ ઘણી ઉતાવળથી પુરૂં કરે છે ! "

" પણ સાવચેતીથી કામ લેવાનું જોઈએ નહિતર—"

" કહેવાનું જ ન હોય. સાવચેતીથી જ અમારી સલામતી છે દરેક કામ સાવચેતીથી જ થાય છે; અને તેથી જ તે નિર્વિઘ્ને પૂર્ણ થઈ શકે છે. એટલે કે કંઈપણ અનિવાર્ય આપત્તિ આવી શકતી નથી. આ કામ એવી સાવચેતીથી થશે કે વાતને કોઈ જાણવા પામસે નહિ, અને તારી આપદા ટળી જશે; કેમ દોસ્ત ! ઠીક જ ? "

અહિં મધુસુખી, બે કન્યાઓ સાથે રંગીલદાસના મકાન પર આવી પહોંચી. મધુસુખી એક મિસ્ટ્રેસ હતી. ખરાબ મિસ્ટ્રેસની તે મહારાણી હોવાથી તેના વિષે વધારે

મવું એ ઉચિત ન ગણતાં વાર્તા પ્રવાહમાં આગળ વધીશું.
જ્યારે મધુમુખી, બે કન્યાઓને લઈને રંગીલદાસ
ઠો હતો તે રૂમમાં દાખલ થઇ, ત્યારે પુષ્પા,બાજુના રૂમ-
l બારીએ હતી. તેણે મધુમુખીને જોઈ. પોતાના સ્વા-
ની બદચાલની તેને ખબર હતી. મધુમુખી અને હીરાના
ારમાં રંગીલદાસ ભાન ભુલે છે; કીર્ત્તિમાં ડૂબે છે એમ
ષ્પા માનવી હતી.અને તેથી વખતોવખત કીર્ત્તિને કલંકલાગે
વા કાર્યને ન કરવા તે, રંગીલદાસને કહેતી, વિનવતી,
ાળા પાથરતી, પરંતુ રંગીલદાસ તેનું ગણકારતો નહિ.
પવિત્ર પ્યારના ગીચ વમળમાં તે છેક ગળાસુધી ખરડા-
લો હતો, અને તેથી પોતાની સાધ્વી પત્નિને તરછોડી,
ટાઓનો આશક બન્યો હતો. પતિની આવી શોચનીય
થતી જોઇ કયી પતિવ્રતાને દુઃખ ન લાગે ? પુષ્પા
ંતરથી બળ્યા કરતી હતી. પરંતુ સ્વામિ કચવાય એવો
સંગ તે આવવા દેતી નહી. તે સમજતી હતી કે સ્વામિ
મે તેવા છે, પરંતુ પોતાનું જીવન ધન છે. જીવન સર્વ-
ર છે. સંસારના સાચા સાથી છે અને પોતાના ઉદ્ધારક
વિત્ર દેવતા છે. અને તેથી સ્વામિની અનહદ અનિષ્ટ
ર્ણુંક જોવા છતાં—સાંભળ્યાં છતાં—રંગીલને માનસિક
ારામમાં હોય ત્યારે 'સૂચના' આપવા ઉપરાંત પુષ્પા વધુ
ાંઇ કરતી નહિ. પરંતુ આવી 'સૂચના'ને રંગીલનું રંગીલું

ઢીલ લેશપણ માન આપવું નહિ. એટલેકે તે પાપાચારમાં વધ્યો જતો હતો. તેનું હૃદય તેમાં જ મશગુલ રહેતું. તેનો આત્મા તેમાંજ આનંદ માનતો.ખરેખર કુપથ ગામીઓનાં હ્રદયો એટલાતો મલિન બની ગયા હોય છે કે તેમને ભાલા અને બરછી જેવા તીવ્ર શબ્દોની પણ અસર થતી નથી. બિચારી પુષ્પાના કાલાવાલા ત્યાં શું કામ કરી શકે ?

મધુસુખી અમુક સમય થયા પોતાને ઘેર આવતી હોવાથી પુષ્પા કમકમી ઉઠતી. પરંતુ તે કમજોર હતી. તેનું શું ચાલે ? મધુસુખી, તે પતિવ્રતા પત્નિની છાતી ઉપર રંગીલદાસ સાથે પ્યાર બતાવતી, હસતી, મશ્કરી કરતી, આનંદ ઉડાવતી હતી.

આજે મધુસુખીને બે કન્યકાઓની સાથે જોઇ તે વિમાસણમાં પડી. તરત તેણે અનુમાન કર્યું કે: "આ મિસ્ટ્રેસ કાળાં કામ કરનારી કુટિલ છે. તે કોમળ કન્યાઓની પવિત્રતા ચુશાવવા માટે આજે અહિં આવી હોય તેમ જણાય છે. ઓહ ! જમાના ! તારી જાલીમતા ક્યાં સુધી વિસ્તારીશ ? !" થોડીવાર વિચારમાં બેસી રહી. અને પછી એક વિચાર ઉદ્ભવતાં તે ઉઠી અને 'પાપનિકેતન'માં આવી. જે રૂમમાં પાપાચાર જ થાય તે રૂમને ' પાપનિકેતન 'નું સંબોધન ઠીક થશે.પુષ્પા ધીમે પગલે રૂમમાં ગઇતો ખરી,પરંતુ તેનું હૃદય કંપતું હતું. પગ પાછા પડતા હતા, તેને ભય

હતો કે પોતાનું આ સાહસ સ્વામિ દેખશે તો હાડકાં ખોખરાં કરશે જોકે તેને હાડકા ખોખરાં થાય એવી કશી પણ દરકાર હતી નહિ. પરંતુ પોતાના હાડકાં ખોખરાં થવા ઉપરાંત પણ સ્વામિ નારાજ થાય,–સ્વામિ પોતાને 'ધિક્કાર' આપે એ ભયથી તે વિશેષ કંપતી હતી.

*　　　*　　　*　　　*　　　*

રંગીલદાસ અને ઇશ્કીલાલ લ્હેરમાં ખુરશી ઉપર પડયા હતા. ત્યાં મધુમુખી આવી.મધુમુખીને જોઇને બંને ઉંચા થઇ ગયા. રંગીલે આવકાર આપ્યો : " પધારીયે દીલોજાન ! "

મધુમુખી દ્વાર પાસે અટકીપડી અને હસતા હસતા બોલી : " અંદર આવવાની રજા છે ? "

જોકે મધુમુખીને અંદર જવા માટે પરવાનગી લેવી પડે તેમ ન હતું, પરંતુ મધુમુખીએ વિનોદને ખાતર એ પ્રશ્ન કર્યો હતો. એ રમણીય પ્રશ્નનો ઉત્તર પણ રંગીલે રસિક રીતે મિષ્ટ ભાષામાં આપ્યો :

રજા ! અને તે તારે લેવાની ? ચાલી આવ. મારી હ્રદયની દેવી પ્રેમાળ માશુકના માટે મ્હારા નિવાસ મંદિરના દ્વાર સદાને માટે ખુલ્લાં જ છે ! "

મધુમુખી અંદર આવી. તેની પાછળ બે કન્યાઓ ગઈ નહિ. તે બહાર જ ઉભી રહી. ઉપરોક્ત શબ્દો સાંભળીને તે બન્નેએ અનુમાન કર્યું કે 'આ ઘર કોઇ બદમાશનું

. પાપાચરણુ કરનારનું છે' એટલે તે બહારજ સ્તંભી ગઈ.

મીસ્ટ્રેસ મધુસુખીએ એ ઉભય કન્યાઓને ફોસલા-
ને—'આજે મ્હારી સહીયરને ત્યાં ઉજાણી છે' એમ
હીને પોતાની સાથે લાવી હતી. જમાનો શું કરે છે ?
ન્યાઓનાં પવિત્ર જીવન જેના હાથતળે ઘડાવાના હોયછે,
ના શિક્ષણથી આખું ગૃહતંત્ર ચલાવવા જેટલી કેળવણી
ળવાની હોય છે, તે વિદ્યાદેવીઓનાં હૃદય, અપવાદોને
ાદ કરીએ તો અધિકાંશે આજકાલ વિચિત્ર જ અનુભવાય
.કેટલીએ વખત તેવી દુષ્ટાશયોવાળી મિસ્ટ્રેસોના કમકમાટી
ર્યા નિંદનીય વર્તનને જોતાં કંપારી છુટે છે....બાળાઓને
ન્યાશાળામાં મોકલતાં હદ ઉપરાંતનો સંકોચ થતો હોય
ા આવી ઝેરી નીચ અને કુલ્ટા મિસ્ટ્રેસોના કલંકિત
ારિત્ર્યને આભારી છે.

મધુસુખીના અંદર ગયા પછી પુષ્પા પણ તે રૂમમાં
ઇ હતી. પરંતુ કન્યાઓને અંદર આવતાં જોઈ નહિ;
થી તે તરત બહાર નીકળી ગઇ.રસિક ત્રિપુટીને પુષ્પાના
ાવવાની જરાપણ ખબર પડવા પામી નહિ બહાર ઉભલી
ભય કન્યકાઓને જોઇ ને પુષ્પા બોલી :

" મારી પાછળ આવો. "

ધડકતા હૃદયે, તે કન્યાઓ પુષ્પાની પાછળ ગઈ.
ષ્પા થોડે દુર જઇને ઉભી રહી, "તમે અહિં કોની સાથે
ાવી છો ?"

" માસ્તરાણી સાથે. "

" શા માટે ? "

" તેમણે અમને કહ્યું કે: હું મારી સહિયરને ત્યાં ઉજાણી છે, ત્યાં હું જાઉં છું, તમે ચાલશો? અમે હા પાડી. પણ તેતો પોતાની સહિયર ને બદલે પોતાના ...........ને ત્યાં અમને લાવ્યા. અમે કંપતી નજરે બહારજ રોકાઇ ગઈ. 'સારૂ થયુ તમે અમને અહિં લાવ્યા. હવે અમને અમારા ઘરે પહોંચાડીદ્યો. અહિં અમારાં જીવનની પવિત્રતા લુંટાય એવો અમને ભય છે."

" તમારો એ ભય ખરો છે. " પુષ્પા બોલી: "ચાલો તમારા ઘેર હું મુકવા આવું. તમારૂં ઘર મેં જોયું નથી; પરંતુ તમારા રક્ષણની ખાતર તમારી સાથે આવીશ. " ભોળા હૃદયની કન્યાઓ આગળ અને પુષ્પાવતી પાછળ. ત્રણે ત્યાંથી આલ્યા ગયા.

આ પવિત્ર કાર્યમાં પોતાને જોડવા માટે આપણે પુષ્પાને હાર્દિક ધન્યવાદ આપીને પાપ નિકેતનમાં પ્રવેશ કરીએ.

મધુસુખીએ ખુરશીમાં સ્થાન લીધું. અને રંગીલ બોલ્યો:

" મધુસુખી ! ભિન્ન આસનને રોકવાની જરૂર નથી. મારી આરામ ચેર તારા નાજુક દેહને સ્થાન આપી શકે એટલી ખાલી છે, આવ અહિં બેસ. "

મધુમુખી, પોતાના માનીતા ઇશકની સાથે એકજ ચેરમાં બેસી ગઇ. માશુકનું મોહ ભર્યું મીઠું મ્હોડું જોતાંજ આંકનશા હૃદયમાં રસિકતાનો ઉદ્‌ભવ થયો. પોતાના ખોળામાં માશુકનું વદન નમાવી દઈ અલબેલા આશકે ગાલપર ચુંબનો આપ્યા. ચુંબન ન કરવા દેવાની મીઠી રકજકમાં માશુકનો ચોટલો છુટી પડયો. અને તેમાંથી નિકળતી સુવાસે આખા રૂમને સુવાસિત બનાવી દીધી.

" મધુમુખી ! " રંગીલદાસ બોલ્યો: તું અત્યંત મનોહર જણાય છે ! તારૂં મ્હોં દેખતાં હું મોહવશ થઈ જાઉં છું ! તું મારી સાથેજ ન રહી શકે ? આપણાં દીલ એક જ છે. તો પછી શા માટે ભિન્ન રહેવું ? હું સ્વતંત્ર છું તેમ તું પણ સ્વતંત્ર છે. તારા પતિની તને જરા પણ ભીતિ નથી, માટે મારી સાથે તું રહે તો વધારે સારૂ. તેથી મને ઓર આનંદ મળશે. "

" હું વિચાર કરીશ. " મધુમુખી બોલી:

રંગીલદાસ બોલવાના વિચારમાં હતો ત્યાં મધુમુખી, આશકના ખોળામાં માથું રાખીને, આશકના મ્હોં સામું જોઈને બોલી !

" હું તમને આમંત્રણ આપવા આવી છું ! "

" શું છે ? "

" આવતી કાલે મારી વર્ષ ગાંઠ છે. સાંજના પાંચ વાગ્યે મારે ત્યાં મીટીંગ છે. અમારા કેળવણી ખાતાના

દરેક અમલદારો આવવાના છે. મારા આશક તરીકે તમારે પણ ત્યાં પધારી, મિટિંગની શોભામાં અને મારા હર્ષમાં વધારો કરવાની તસ્દી લેવી પડશે. કબુલ છે ને ?

" કોણ ના પાડે છે ? "

" અને ઈશ્કીલાલ ! " મધુમુખી મ્હોં ફેરવી બોલી: "તમનેય પણ નિમંત્રણ " છે. " બન્ને મિત્રોએ અવશ્ય આવવાનું છે. "

" જ્યાં કહે ત્યાં અમે હાજરજ છીએ. " ઈશ્કીલાલ બોલ્યો.

મધુમુખીનું ગુલાબી વદન છુટા કેશ કલાપમાં અત્યંત દીપતું હતું. એ જોઈ આશકના હૃદયમાં કમનીય ભાવની જણહણાટી થઇ....પાપાચારનો પ્રારંભ થયા પહેલાં આપણે ત્યાંથી વિદાય લઇએ.

દિલના દિવાના હોય છે તે પાપથી ડરતા નથી,
મૃત્યુ પછીના મારના ડરથી જરા ડરતા નથી,
શાસ્ત્રો તણાં શબ્દો ઉપર લાતો અતિશય મારતા,
પાપી હૃદય કાર્યો કુટિલ કરવા વિચારો ધારતા.
વ્યભિચારનું પાતક મહા-ફળ છે ભયંકર તે તણું,
પણ દીલ કામી માનવીનું કામમાં લીન છે ઘણું;
જીવતાં ભલે પાપો કરે પણ મૃત્યુ આવી ગયા પછી,
યમના ભયંકર દૂત દેશે માર ભ્હો મૃત્યુ પછી !

---

## પ્રકરણ ચોથું.

### "પવિત્ર પત્નિનું ખૂન!"



ડીરાતે મધુમુખી પાપનિકેતનમાંથી છુટવા પામી. મધુમુખીના ગયા પછી રંગીલદાસે, મિત્રપ્રત્યે શબ્દો ઉચાર્યાં:

"પેલું કરવા ધારેલું કામ જરૂર પાર પડે. મારી અધોગતિ-ઉન્નતિનો આધાર એ કામ પાર પડવાની ઉપર છે."

"એ માટે બે ફિકર રહો. ઈશ્કીલાલ લીધેલું કામ ગમે તેમ થાય તો. પણ છોડતો નથી; પુરૂ કર્યેજ જંપેછે કાલેજ એ કામ તમામ કરીશ. પછી કેમ?"

"તો તેં મૈત્રિ ધર્મ બજાવ્યો ગણાશે."

"અત્યાર સુધી હું છેકજ ભુલી ગયો!" એમ બોલી ઈશ્કીલાલે કોટની અંદર ગુપ્ત રાખેલી સુરાની બૉટલ કાઢી. અને પાસેના કૉચ પર તેને ગોઠવી પછી બોલ્યો:" આપણે સુરા દેવીનો અપરાધ કર્યો છે."

" એ અપરાધની ક્ષમા માગી લેવી." રંગીલદાસ બોલ્યો: "અને માશ્રીનાં માનમાં—આનંદના નિશાનમાં-રંગ રાગના તોફાનમાં બેત્રણ પ્યાલીઓ ઉદરમાં પધરાવી દેવી."

ઈશ્કીલાલે એક પ્યાલીમાં દારૂ રેડયો. અને તે રંગીલદાસને આપતાં બોલ્યો:

" ચળકતીને ઝળકતી આ વિશ્વની દેવી મધુ !
" સત્કાર પુરા બહારથી તે આપશે સ્ફુર્તિ વધુ!"

પ્યાલાને ઝીલતા રંગીલદાસ બોલ્યો:

" આનંદમાં તરબોળ કરતી વિશ્વની દેવી સુરા;
" આનંદ ભોગવવા બનો આસ્તિક સૌ પુરા"
" ભિન્નતાને શોકના પટ છેદશે દેવી ખરે !
" સીંચવા ઉર સ્ફુતિ તેનું પાન કરવું સહુ નરે."

સુરાની સ્તુતિ કરીને રંગીલદાસે સુરાના બે ત્રણ પ્યાલા ઉદરમાં રેડી દીધા. ઈશ્કીલાલે પણ ઠીક રીતે દારૂનું પાન કર્યું. અને પછી ઉભય લથડવા લાગ્યા. ઈશ્કીલાલનો દંશ્કી સ્વભાવ સતેજ થતા, અને તે બોલ્યો: "રં....ગીલ ! ચાલો અત્યારે નન્નીજાનનેઘેર."

" ચા....લો " કહી રંગીલદાસ આગળ થયો.

પાપનિકેતનના દ્વારપાસે ઉભય આવ્યા, ત્યાં કન્યાઓને તેને ઘેર પહોંચાડીને પુષ્પા આવી પહોંચી પતિની સાથી

હાલત જોઈ પત્નિનું હૃદય અત્યંત દુઃખિત થયું. પતિને, તેના કુમિત્રની સાથે મોડી રાત્રે દારૂના ઘેનમાં બહાર જતા જોઇ પુષ્પા બોલી:

" નાથ ! અત્યારે મોડી રાત્રે ક્યાં જાઓ ? મને ડર લાગશે ? "

" તેનું—શું-પૂ—છે ! " ઈશ્કીલાલ ઘેનમાં બોલ્યો.

પુષ્પાનો પિત્તો ઈશ્કીલાલ તરફ ઉછળી ગયો. પોતાના પતિને પાપના પંથે ચડાવનારની તરફ તે ક્રોધિત સ્વરે બોલી:

" ચાંડાળ માનવ ! તું નરકમાં જઇશ તું મારા દેવ જેવા ભોળાપતિને પાપાચારમાં પ્રવૃત કરેછે ! કસાઈ ! ધિઃક્કારછે તને....નિચ, કુટિલ કૃત્યો કરનારા ! મારા પતિનો સાથ તું છોડીદે. દુનિયામાંથી બીજા કોઇને મિત્ર તરીકે શોધીલે. નહિ. દુનિયાના બીજા ભોળા દેવને દાનવ બનાવવા કરતાં તું એકલોજ દાનવ રહે, તારા અપવિત્ર, મલિન હૃદયની છાંયામાં કોઇને પણ ન સપડાવ્ય, "

"હવે કિશિ—ચારી છો....ડીદેને ? " ઈશ્કીલાલ દારૂના નિશામાં ચકચૂર હતો, તેણે વધુ ઉમેર્યુઃ "નહિતર મરી જઇશ, " કહી તેણે ગુપ્ત રીતે સાચવેલો તમંચો બહાર કાઢીને પુષ્પાને બતાવ્યો.

રંગીલદાસ ઘેનમાં આમ તેમ ડેલતો હતો. તેને ભાન ન હતું કે પોતાનીજ પાસે શીઘટના બની રહી છે !

" નિર્દય નર ! તું શા માટે પૃથ્વીપર અવતર્યો ! તારા જેવા પાપી પિશાચ સ્વરૂપ પુરૂષો–ના ભારથી પૃથ્વી દેવી ભારે મરે છે ! લાવ. તારા તમંચાનો બહાર તારી છાતીમાં જકરૂં. તારો પાપીભાર પૃથ્વી પરથી ઓછો કરૂં. "આમ કહી વિકાળ વાઘણની પેઠે પુષ્પાએ છલંગ મારી હરિકીલાલ ના ધ્રુજતા હાથમાંથી તમંચો છીનવી લીધો.

હરિકીલાલ ગભરાઇને રંગીલદાસની સોડમાં ભરાયો. " રંગીલ ? તારી સ્ત્રીના હાથમાં મારો તમંચો ગયો છે. પડાવીલે. મને મારી નાંખશે ! "

બન્ને મિત્રોનું ધન ચાલ્યું ગયું. રંગીલ સતેજ થયો. પુષ્પા તરફ જોઇને બોલ્યો: " મારા મિત્રનો તમંચો તેં શા માટે પડાવ્યો છે ? "

" શામાટે ! " પુષ્પા બોલી: " તમારૂં જીવન સુધારવા માટે–તમને પાપના ગહન ગર્ત્તમાં ગબડાવનાર ગમારને વધ કરવા માટે. મને માફ કરશો, આજે તમારા ઝેરી નાગ જેવા મિત્રને ઠાર કર્યા વિના હું રહેવાની નથી. મારા દેવને દાનવ જેવા બનાવનારને મૃત્યુની શિક્ષા આપવી જ ઉચિત છે. "

" તે ગમે તેવો છે, તેની તારે શી પંચાત છે. તમંચો પાછો આપી દે. "

" આપીશ. પણ તેનું ખૂન કરીને તેના હાથમાં આ તમંચો તેના જીવતા તો નહિં જ મળે." ઈશ્કીલાલ તરફ જોઇને તે બોલી:

" આવીજા મેદાનમાં નરપિશાચ! કોઈની ઓથે શું ભરાયો છે? મારા પતિની પાછળ ન છુપાતાં જરાવાર મારી સામે થા. આ તમંચો તારી છાતીમાં ફોડીને મારા આત્માને શાંતિ આપું." પુષ્પા તેના જીવનમાં આટલી ક્રોધાવસ્થાને પ્રાપ્ત ક્યારે પણ થઇ ન હતી: પરંતુ આજે પોતાના પતિને લથડીયા ખાતા જોઇને તેનાથી રહેવાયું નહિ. વ્યભિચારના પાપની સાથે મદ્યપાનના પાપમાં પોતાના પતિને પ્રવૃત્ત કરનાર ઈશ્કીલાલ તરફ તેને ઘૃણા ઉત્પન્ન થઇ. ગમે તેમ કરીને પોતાના પતિને પાપી બનાવનાર પાપી પુરૂષનો નાશ જ કરવો તેવા વિચારપર તે ગઈ.

" તમંચો નથી સોંપતી? પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને તું પતિવ્રતા બનવા ઇચ્છે છે? તું પતિવ્રતા નહિ–

" હું ખરેખર પતિવ્રતા છું!"

" તો મ્હારી આજ્ઞા છે કે તમંચો મારા ચરણમાં મૂકી દે."

" લાચાર!" ઈશ્કીલાલ તરફ જોઇને બોલી: " પાપી! લાચારબની મારા પતિની આજ્ઞાને માન આપીને આ તમંચો હું તેમના ચરણમાં મૂકીશ. તારા સદ્ભાગ્ય કે

તું આજે મારા ગૃહમાંથી જીવતો જઈ શકીશ....તારામાં લેશપણ બુદ્ધિ હોય તો હું તને સાફ કહું છું કે હવે પછી મારા પવિત્ર પતિને કુપથગામી ન કરજે. જે કર્યું તે ભલે કર્યું. હવેથી તેવું કરતાં ડરજે. અને તારા અપવિત્ર પગલાં હવે પછી મારા ગૃહમાં કદીપણ ન કરજે.

સ્વામિના વદન તરફ જોઈ પુષ્પા બોલી:

"નાથ! તમારી આજ્ઞાધિન અબળા તમારી આજ્ઞા નો અમલ કરે છે. આ તમંચો તમારી પત્નિ તમારા ચરણમાં ધરે છે ભુલ થઇ હોય તો ક્ષમા કરવા પ્રાર્થના કરૂં છું" એમ કહી પુષ્પાએ, પતિના ચરણ આગળ તમંચો મૂકી દીધો. રસિકીલાલે તે તરત ઉપાડી લીધો અને બોલ્યો "હવે ચાલો."

પતિને, કુમિત્રની સાથેજતા જોઈ પત્નિ વચ્ચે પડી. પતિને નરમાશથી કહેવા લાગી "નાથ! આ નીચની સંગતિ છોડી દો. તમારા જીવનને આ શયતાને અત્યંત ઝેરી બનાવ્યું છે—અપવિત્ર અને નિંદનીય બનાવ્યું છે. હવે અટકો. શયતાનના સંગમાં ન ભટકો. હું ખોળો પાથરૂં છું!"

"મારા કામમાં તારે ખલેલ કરવાની કંઇ જરૂર નથી. હું નિંદાપાત્ર બનું તેની મને દરકાર નથી. તું જેને શયતાન કહે છે તે મારો સ્નેહી છે. ખબરદાર! જો તેને તેં એક પણ શબ્દ કહ્યો છે તો. હું તેનો સાથ કદી પણ

છોડનાર નથી." રંગીલદાસે કુલિન સ્વરે આ શબ્દો ઉચ્ચાર્યાં.

"નાથ! ઘણાં ધીમા અવાજે પુષ્પા બોલી" કુપથનો ત્યાગ કરો, મનુષ્યનો દેહ વખતો વખત નથી મળતો દેવને પણ દુર્લભ દેહનું સાર્થક કરવાને બદલે પાપાચાર તરફની વૃત્તિ પાછી વાળો. માણુસ ભૂલે છે પણ પોતાની થયેલી ભૂલ તરત જ સુધારે છે. ભૂલ કરતો માણુસ નિંદનીય નથી. પરંતુ ભૂલને જાણ્યા છતાં પોતાની ભુલ સુધારવાનો પ્રયત્ન ન કરનાર નિંદાય છે. તમારી થયેલી ભૂલ હવે સુધારો. જરૂર તે સુધારી શકશો. હજી સમય છે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું એ સજ્જનોનો સ્તુત્યમત ગ્રહીને જીંદગીની અવશેષ આયુષ્ય પુરી કરો. ભગવાન ભજો પાપાચાર તજો. આ દાસીની નમ્ર વિનતિનો સ્વીકાર કરો. નાથ! હવે હદ થાય છે.

"ભલે થતી!" કહી બેદરકારી પૂર્વક રંગીલદાસ ચાલવા લાગ્યો. પુષ્પા વળી આડી ફરી. "નાથ! ન જાઓ આ માણુસ તમને ફસાવી મારશે!"

"હવે જવાદેછે કે નહિ? નહિતર મરીજઇશ!"
"તો મને ખાત્રી છે કે હું અમર થઇશ. પતિના હાથે, અપરાધ વિના બોધ આપવા જતાં મૃત્યુ મેળવતાં હું સ્વર્ગમાં જઇશ. સતિની પંક્તિમાં મારૂં નામ અંકિત રહેશે એજ મારૂં જીવન છે."

"દોસ્ત! લેને કરીદેને અમર!" કહી ઇશ્કીલાલે રંગીલના હાથમાં તમચો આપ્યો.

"નાથ! નાથ!" ......પુષ્પા, પુરૂં બોલવા પામે ત્યાર પહેલાં તમંચાનો બહાર થયો. પુષ્પાની પવિત્ર છાતી વીંધાઇ ગઇ. ધબદઇને તે પૃથ્વીપર ઢળીપડી. લોહીની શેડોથી આજુબાજુની જમીન ખરડાઈ ગઇ. પવિત્ર પત્નિનું ખુન કરીને ઉભયમિત્રો નઝીજાનને ત્યાં ચાલ્યા ગયા. તરફડતી પુષ્પા ત્રૂટક બોલતી હતી. "ના....થ! ક્ષમા....ક....રજો. મરતાં હૂં....કહું....છું....કે કુ....પથનો ત્યા....ગ કરજો.!" આટલું બોલતામાં તેનો પ્રાણ પરલોકે પ્રયાણ કરી ગયો.

---

## પ્રકરણ પાંચમું.

---

### "સંગીતાનંદ"



આખા શહેરમાં નઝીજાન અત્યંત પ્રખ્યાત વેશ્યા હતી. આખું લ્હેરી મંડળ અન્ય ગુણિકાના નૃત્યને કે સંગીતને જોવા–સાંભળવા ઇચ્છતું નહિ. નઝીજાનનો કંઠ અત્યંત કોમળ અને સાથે મિષ્ટ હોવાથી રસિકોને તે પોતાની તરફ આકર્ષી શક્તી હતી. જેવો

તેનો કંઠ હતો તેવોજ તેનો દેખાવ મોહક હતો. ગુલાબના ગોટા જેવી, ઉદય સમયના રક્ત ભાનુ જેવી. પ્રદોષ સમયના રક્ત ચંદ્રબિંમ્બ જેવી, રક્ત કમળના સમુહ જેવી અને દૂધના ફિણ જેવી નઝીજાન, આખા શાહેરના શાહુકારો કરતાં વિશેષ સમૃધિવાન હતી. મ્હોટા વેપારી કે મ્હોટા ઑફિસર જેટલું દરરોજ ન કમાઈ શકે, તેટલું બલકે તેથી અનેક ગણું નઝીજાન દરરોજ કમાતી. આખી રાત્રિ તે નૃત્ય અને સંગીત ચલાવતી. એક પછી એક લ્હેરીલાલાઓ ત્યાં આવતા હત્તા અને સોની નોટથી ઓછી ભેટ કોઇની તે લેતી નહિ, તેમ સોથી ઓછી રકમ આપવા કોઈ હીંમત પણ કરતું નહિ. અનેક મોટા શેઠીઆઓના સંતાનોને નઝીજાને પોતાની તરફ આકર્ષી લીધા હતા. અને પોતાના મોહક કંઠ અને મોહક દેખાવના પ્રતાપે દરરોજ હજારો રૂપિઆની કમાઈ કરતી હતી. અમારે ન્યાયને ખાતર કહેવું જોઇએ કે તે વેશ્યા હતી, નીચ જાતિની હતી, તથાપિ તે બાજારૂ વેશ્યાની પેઠે ભ્રષ્ટાચાર સેવતી ન હતી. સંગીત અને નૃત્ય સિવાય તે અન્ય કશુંપણ કરતી નહિ. નૃત્ય ને મોહક અને ખેંચાણ કારક બનાવવા માટે કવચિત્ તે નેત્ર કટાક્ષનો વ્યવહાર ચલાવતી, પરન્તુ અન્ય કશુંપણ પાપી કાર્ય કરતી નહતી. તેનાગાલ. તેના અધરોષ્ટ રક્ત વર્ણા અને પ્રીતિપદ દહતા. અને તેનાપર

ચુંબન કરવા ઘણાં તલસતા હતા, અને ફક્ત ચુંબનમાટે લાખોની મિલ્કત નન્નીજાનના ચરણમાં સમર્પણ કરવા અનેકાનેક તૈયાર થઇ જતા પરંતુ નન્નીજાન તે સર્વને નકાર સિવાય કશોપણ ઉત્તર આપતી નહિ. તેના ગાલ, તેનું ભાલ, તેના ઓષ્ટ અને તેના કુચો ઉપર કોઇની તરાપ થઇ શકતી નહિ. એક વેશ્યા નંદિની હોવા છતાં પોતાની પવિત્રતા સાચવવા માટે તેને અનેક ધન્યવાદો, મળતા હતા, આપણે પણ ધન્યવાદ આપીને કથા લંબાવીએ.

તબલચી, સારંગી વગાડનાર અને હાર્મોનીયમ વગાડનાર તેણે ઉસ્તાદ રાખ્યા હતા. અને તેથી તેનું સંગીતમય નૃત્ય અત્યંત ખિલી નિકળતું હતું.

રાત્રિના એક વાગવાનો. સમય હતો, આખું શહેર નિદ્રાદેવીના ખોળામાં આળોટતું હતું. અમૂક લ્હેરીઓ પોતાના આત્મ સંતોષ ખાતર અહિંતહિં ટેલતા જોવાતા હતા. આખા શહેરમાં નિરવતા અને નિઃસ્તબ્ધતાનું આધિપત્ય પ્રસરી ” ગયલું હતુ, ઉંચ્ચે આકાશમાં સુધ કર શાંત રશ્મિ વરસાવતો ઝુલતો હતો તારકવૃંદ, તારા નાથની શોભામાં વૃદ્ધિ કરી રહ્યું હતું, પવનની ગતિ નહિ મંદ કે નહિ પ્રબળ એવી હતી. આ સમયે નન્નીજાનના મકાનમાં શાંતિ ન હતી. સારંગીનો સુમધુરસ્નો ધ્વનિ, પેટીનો મોહક રણકાર નન્નીજાનના ચરણના નુપુરનો કર્ણ પ્રિય ઝણકાર અને તેના કંઠનો અસત્યંત મિષ્ટ અવાજ આ બધાથી તેનું આગાર

ગાજી રહ્યું હતું. એટલે કે શુનકાર શાંતિ નહતી; છતાં પણ ત્યાં જનારના મન શાંત થઈ શકતા હતા. નર્ગીજાનનું સંગીતમય નૃત્ય અત્યારે ચાલું હતું. તેના સુરિલા કંઠ-માંથી નિચેનું સંગીત નિકળતું હતું:

" અલબેલા પ્રણય અવતાર........(૨)
" કીધી દિવાની ભોળી આ નાર........અલબેલા.
" નયનાં મારી, દીલ વિદારી,
કોર્યું કલેજું અપાર,
" સુઝે નહિ કાંઇ પ્રિય વિના દગ,
વિશ્વ લાગે બધું શુનકાર....અલ.

સાખી.

" દીવાની પૂરણ કરી, તારા રૂપે રાજ !
" સ્વીકારો સ્નેહે મને અંતરના રસરાજ !
" આત્મા ઝુંજી રહ્યો પ્રિય !
તારા પ્રણયને તાર........અલ..
" છોડી હવે ક્યા જાશો રસેશ્વર !
મારા જીવન આધાર........અલ.

સાખી.

" જીવન જળ છે મિનનું મારા જીવન આપ,
" તરછોડી દેશો નહિ મુજ જવન પર કાપ.

" પત્ની બનાવો. રસમાં રેલાવો

નયનોનાં નાથ ! મનહાર

" જીવન થયું લીન પ્રિયના જીવનમાં

સ્વીકારો મંગલ કાર !...અલ.

" અલબેલા પ્રણય અવતાર........

" કીધી દિવાની ભોળી આ નાર........અલબેલા."

મંગલ

સંગીતાનંદની મસ્તીમાં હિરીલાલાઓનાં ડોકાં ધુણવાં લાગ્યા.. અને તેની સાથે " બ્હોત ખુબ ! " " બ્હોત ખી અચ્છા !" ના ઉદગાર નિકળવા લાગ્યા. સંગીતની સમાપ્તિ થતાં સાંભળનારની જગ્યા ખાલી થઇ.અને બીજીજ પળે બ્હાર ઉભા રહેલા લ્હેરીઓ દાખલ થતાં ખાલી થયેલી જગ્યા ભરાઇ ગઇ રૂમ ચિચાર થઈ ગયો. લ્હેરીઓના 'હોને દો' ની સાથ નગીનાને સંગીત આરંભ્યું:

"મ્હારા રસભીના શિરતાજ,

"દાસીના પ્રિય રસરાજ,

"લાજ મ્હારી છે આપના ચરણે........મ્હારા.

"મ્હારા નયનો નાથ,

"જીવનનો છે સંગાથ,

"ના સાથ તજ જોવું આપના શરણે........મ્હારા.

—સાખી—

"વિશ્વબધું શોધી લીધું, તમવિણુ મળ્યું ન કોય;
"રસના બિન્દુ ઝીલતા કોઇ રસિક જન હોય.
"મ્હારા પ્રણુય ઉલાસી;
" મુજ અંતરના નિવાસી,
"દાસી હું આપની તવ શરણે..........મ્હારા.
"છે અનુપ આશ અંતરમાં,
"ઝુલવો પણુય સરવરમાં,
"ઉર નમી પડતું આપના ચરણે..........મ્હારા.
"મ્હારા રઅભીના શિરતાજ,
"દાસીના પ્રિય રસરાજ;
"લાજ મારી છે આપના ચરણે..... ...મારા.

મંગ.લ

રંગીલદાસ અને ઇશ્કીલાલ નજ્ઞીજાનને ત્યાં આવી રહ્યા.

" પધારીયે મહેરબાન ! " નજ્ઞીજાનના આવકાર સૂચક શબ્દોની સાથે ઉભય મિત્રો બેઠા.આજ્ઞાથતાંજ નજ્ઞીજાનના સંગીતની શરૂઆત થઇ.

" મિષ્ટ પ્રેમરસને કો' વીરલા પી જાણુશે !....(૨)
" પ્રેમના રણુક કોઇ અનુભવી પ્રમાણુશે !
" આત્માના નાદ કોઇ પ્રેમી પીછાણુશે !....મિષ્ટ.

" આ.......આ...........આ.......આ...........મિષ્ઠ.

" સંસાર આંગણે જીવન વિતાવતા,

" આશા કરવા સફળ જીવન નિતારતા,

" કૈંયે મનુષ્યમાં 'પ્રેમ' કોઈ વીરલા પીછાણશે... મિષ્ટ..

" ગહન અતિ છે પૂરાણુ પ્રેમના,

" જાણી શકે કોઇ આસ્તિક પ્રેમના,

" પ્રેમના આસ્વાદને પ્રેમીક પી જાણશે !........મિષ્ટ.

—मंगल—

જેમ મોરલીના મધુરા નાદમાં ફણિધર, ફણા નચાવી રસિકતા પ્રદર્શીત કરેછે, તેમ આપણા લહેરી ઉભય મિત્રો ફણારૂપ ડોકાં ડોલાવવા લાગ્યા.ગીતની પરિસમાપ્તિની સાથે સંગીતાનંદમાં મસ્તબનેલા રંગીલદાસે ગજવામાં હાથ નાખ્યો. અને સોની રૂપિઅની નોટ કાઢી નન્નીજાનને હાથ લંબાવ્યો. રંગીલના રંગીલા ઉરમાં નવીન ભાવનાના અંકુરો ફુટયાં અને તેણે નોટ ન આપતાં નન્નીજાનનો લાલ હાથ પકડવા પોતાનો હાથમાં લંબાવ્યો. પરંતુ પોતાનો હાથ પરપુરૂષના હાથમાં જાય ત્યાર પહેલાં 'છી' કહેતી નન્નીજાન દુર ખસી ગઇ.

" આટલી અરિસક !" રંગીલ બોલી ઉઠયો.

" હું પવિત્ર રસિક છું ! " નઝીજાન બોલી:

" વેશ્યા–એક નીચ કુળની સ્ત્રી–કદીપણ પવિત્ર હોઇ શકે નહિ–આવ! દીલોજાન ! તારા મધુરા ગાલ ઉપર ચુંબન કરવાની મારી લાલશાને પરિતૃપ્ત કર. "

અરે ! દિલોજાન કહેનાર હેવાન ! " :નઝીજાનનો પિત્તો ગયો: " તું જાણે છે તેવી હૂં કુલ્ટા નથી. હું વેશ્યા ભલે રહી–નીચજાતિનીનારી–ભલે રહી–પરંતુ પવિત્ર શિયળ કિંમત હું સમજી શકું છું! શૉખ ખાતર અને દિલરંજન ખાતર હું ગાવાનો ધંધો કરૂં છું ! એથી અમ ન માનવું કે હું બાજારૂ વેશ્યા છું. તેવી વ્યભીચારણી વેશ્યા અને આ નઝીજાન લેશ્યામાં અત્યંત તફાવત છે. પૈસાને ખાતર પોતાની લુંટાવનાર, પૈસાને માટે પોતાનું શિયળ અનેક જનો પાસે ચૂસાવનાર વેશ્યા જેવી નીચ અને પાપી મસ્ત વેશ્યા હું નથી. હવે ફરી કામ ભાવે એક પણ શબ્દ બોલીશ નહિ. કામ ભાવે મારા પ્રતિ દૃષ્ટિ પણ કરીશ નહિ. તારા ભલાની ખાતર હું તેથી સૂચના આપું છું. છતાં પણ તું ન માનતાં તારી પાપી લાલસાને નહિ છોડે તો મારા માણસો પાસે માર ખવરાવી તને મારા નિવાસમાંથી બહાર કઢાવી મુકીશ ! "

રંગીલદાસ શું બોલે ? ચુપચુપ સોની નોટ આપીને તે બહાર નિકળી ગયો. એક સાધ્વીના જેટલા વેગવાન શબ્દોચ્ચાર કરી નઝીજાનની સામે તે એકપણ શબ્દ

બોલી શબ્દ બોલી શકયો નહિ. તેમ દૃષ્ટિ શુદ્ધાં પણ કરી શકયો નહિ.

નન્નીજાને આખી રાત્રિ પોતાના પવિત્ર સંગીતાનંદની મસ્તીમાં વ્યતીત કરી.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### " સહૃદયતા " અને " પાપીનો પીછો. "

---

" સાહેબ ! ખૂન ! ખૂન ! "

" કોનું ? "

" લાલમીલના માલેક ભગવાનદાસનું ! "

" કયાં થયું ? "

" લાલ બાગમાં. "

એક મુસલમાન યુવક લાલબાગમાં હવા ખાવા સારૂ આવ્યો હતો. એક લતા કુંજની પાસે તે બાગના સૌન્દર્યને જોતો તે ઉભો હતો, ત્યાં તેના કાને "દોડો ! મરી ગયો ! ઓ....ઓ...." નો અવાજ આવ્યો. જે દિશા

તરફથી અવાજ આવ્યો તે દિશા તરફ તે યુળક દોડી ગયો. અને જુએ છે તો ભગવાનદાસ એક વૃક્ષ નીચે લીલા ઘાસમાં તરફડતા મૃત્યુની અણીપર હતો, યુવક કંઇપણ સારવાર કરે ત્યાર પહેલાં ભગવાનદાસ, ભગવાનના ધામમાં ચાલ્યા ગયા. મુસલમાન યુવકનું હૃદય ભરાઈ ગયું- તેણે ભગવાન દાસ મ્હોં સામું જોઇ આંસુ પાડયા. ભગવાનદાસની છાતીમાંથી લોહી ટપકીને જમીનપર પડતું હતું, રીવૉલ્વરની ગોળીથી કોઇ બદમાશના હાથે એક ભલા અને ધર્માત્મા અકાળે મૃત્યુવશ થયેલા જોઇ યુવક કંપી ગયો ! તે સહૃદયતા હતો. તેનામાં "સહૃદયતા" નો સાગર ઉછળ્યો, હિંદુઓને પણ તે સગાભાઈની પેઠે ચ્હાતો હતો, હિન્દુ કે મુસલમાન ગમે તે હોય, પરંન્તુ તે બધા પરમાત્માના પ્રિય સંતાન છે, અને તેથી ભાઇચારો કેળવવો એ સિદ્ધાંતનો અનુયાસ આ યુવક એકદમ બાજુની પોલીસ ચૉકી ઉપર ખબર આપવા દોડી ગયો. પોલીસ ચોકીપર તે આવ્યો એ વખતે ચોકીપરા કોન્સ્ટેબલ જાતે હતા. યુવકે આવી બંગલામાં બનેલા ખુનની ખબર આપી. અને બન્ને વચ્ચે ટુંકો થયેલો સંવાદ ઉપર આવી ગયા.

કૉન્સ્ટેબલ બે પોલીસને લઈને તે યુવકની સાથે લાલબાગમાં ગયા. અને મૃત દેહને હોસ્પીટલમાં લઇ ગયા. ત્યાં ડૉકટરે અત્યંત શુક્ષ્માવલોકન કર્યું. અને પછીકૉન્સ્ટેબલને જાહેર કર્યું.

" ખૂન ગોળીથી થયું છે ! "

ખુનીને પકડવા કોન્સ્ટેબલે તરતજ મણીરાય ડીટેકટીવને બોલાવ્યો. મણીરાય આવ્યો અને કૉન્સ્ટબલે કહ્યું:

" ભગવાનદાસના આજે થયેલા ખુનની તપાસ કરો. ખુનીને પકડી લાવો. "

જોઈતી માહીતી લઇ મણિરાયે તે કામ હાથ લીધું અને તત્ક્ષણથી તે કામમાં તે રોકાઇ ગયો.

*    *    *    *

આજે મિસ્ટ્રેસ મધુમુખીની વર્ષગાંઠ હોવાથી તેને ત્યાં એકમિટિંગ ભરાવાની હોઇ મિટિંગ હોલમાં ખુરશીયો ગોઠવવાનું કામ મધુમુખીનો પતિ કરી રહયો હતો. નિયમ ટાઇમે મ્હેમાનો એક પછી એક આવવા લાગ્યા. નિમંત્રિત સર્વેનાં આવી ગયા પછી મધુમુખીની આજ્ઞા થતાં માસ્તરે તેના પતિએ—સર્વેને ચ્હાના કપ આપ્યા. મ્હેમાનોએ તે સ્વાગતનો ન્યાય આપ્યો અને મિટિંગનું કામ શરૂ થયું.

એક જણે ઉભા થઇને દરખાસ્ત રજુ કરી.

" આજની આ મિટિંગનું પ્રમુખ સ્થાન કેળવણી ખાતાના સુપ્રિન્ટેન્ડેટ સાહેબ મિ. શંકર પ્રસાદને આપવાની હું દરખાસ્ત રજુ કરૂં છું. "

આ દરખાસ્તને બેચારનું અનુમોદન મળ્યું. અને

શંકરપ્રસાદ પ્રમુખ સ્થાને વિરાજ્યા. ફુલનોહાર મળ્યા પછી પ્રમુખે વ્યાખ્યાન આપ્યું: " બંધુઓ !

" મિસ્ટ્રેસ મધુમુખીની વર્ષગાંઠ ઉજવવા નિમીતે આજની આ મિટિંગમાં આવી આપ સર્વેએ મધુમુખીને જે માન આપ્યું છે, તેના માટે મધુમુખી તરફથી આપ સર્વેનો હું આભાર માનું છું. ( તાળીયો ) મધુમુખી, ઉચ્ચ કેળવણી પામેલા હોવાથી શિક્ષિકાતરીકે યશસ્વી નિવડી શકયા છે. તેમનું વય મરમાત્મા સેંકડો વર્ષોનું કરે એવી મારી પરમાત્માને પ્રાર્થના છે. મારી આ પ્રાર્થનામાં આપ સહુ સંમત થશો એવી આશા સાથે હું મારૂં ટુંક વક્તવ્ય સમાપ્ત કરીશ. " (તાળીયો )

પ્રમુખના ભાષણની સમાપ્તિ થતાં રંગીલદાસ અને ઇશ્કીલાલ ઉભય આવી પહોંચ્યા. મધુમુખીએ નેત્ર સંકેતથી આવકાર આપ્યો. બાદ સઘળા મ્હેમાનો હારતોરા મધુમુખીએ આપ્યા. પ્રમુખે ઉભા થઈ સભા વિસર્જન હોવાનું જાહેર કર્યું.

" આજની આ મિટિંગ ખલાસ થયેલી હું જાહેર કરૂં છું ! " પ્રમુખ અને અન્ય મ્હેમાનો મધુમુખીની સાથે શેકહેન્ડ કરીને ચાલ્યા ગયા.માણસોથી ચિકાર ભરાઈ ગયલું દિવાનખાનું ખાલી થઈ ગયું.મીત્ર રંગીલદાસ અને ઇશ્કીલાલ ઉભય ત્યાં રોકાઈ ગયા.

" મધુમુખી ! " રંગીલદાસ બોલ્યો : " આપણે હવે આ શહેરમાં રહિ શકીએ એમ નથી. કારણક મ્હારી

પત્નિનું મ્હેં ખૂન કર્યું છે. તેની લાસ મેં મારા ઘરમાં એક પટીમાં પુરી રાખી છે. અને મારા શેઠ ભગવાનદાસનું પણ ઈશ્કીલાલના હાથે ખૂન થયું છે. અને તેના માટે પોલીસ તપાસ ચલાવે છે, માટે જેમ બને તેમ આપણે વેળાસર આ શહેરને છોડી જઈએ તેમાં સલામતી છે. ”

“ ક્યાં જઇશું ? ” મધુસુખી બોલી:

“ આખી દુનિયા પડી છે ! ”

“ જો મારા પ્રેમીકની આ શહેરને છોડી દેવાની ઇચ્છા હોય તો હું તેમ વર્ત્તવા તૈયાર છું. હુકમની તાબેદાર છું. ”

“ આપણે આજેજ ચાલ્યા જઈએ . ”

“ ભલે. ”

“ પણ એકવાત સાંભળીલે. અમે બંન્ને મિત્રો મારે ઘેર જઇએ છીએ, મારી પત્નિની લાસથી ભરેલી પેટી ઉપાડી ને અહિં આવી પહોંચીએ ત્યાં સુધીમાં તું બે કન્યાઓને પકડી લાવ, કારણકે તેને આપણે સાથે લઈ જવાની છે. ”

“ ઠીક. તમે જાઓ. હું મારી પાસે ભણતી બે કન્યાઓને ઘેર જઈ આડું અવળું સમજાવી અહિં ઉપાડી લાવું છું. પછી આપણે પ્રયાણ કરીશું ! ”

બન્ને મિત્રો ત્યાંથી બહાર પડ્યા. અને પુષ્પાના શબવાળી પેટીને મોટરમાં ઘાલી પાછા મિસ્ટ્રેસના મકાને

આવી પહોંચ્યા. બે કન્યાઓને લઇને મધુમુખી પણ આવી પહોંચી. સઘળા સ્ટેશનપર ગયા.

પ્લેટ ફ્રૉર્મમાં આવી ઇશ્કીલાલને, રંગીલદાસે પૈસા આપ્યા. ઇશ્કીલાલ ટીકીટ લેવા ગયો. ટ્રેન ઉપડવાને બહુ વાર ન હતી. ટીકીટ બારીએ અત્યંત ગીર્દી હોવાથી આજ કાલ બને છે તેમ પોલીસને ચાર આના ખટાવી ઇશ્કીલાલે જોઇતી ટીકીટો મેળવી. અને ગાર્ડે વીસલમારી. ગાર્ડની વીસલની સાથે ટ્રેનની વીસલ થઈ, આપણાં પાત્રો બધા ઉતાવળથી ટ્રેનમાં ચડી ગયા. દુરભાગ્ય શબ્દ વાળી પેટી ભૂલી ગયા.

ડીટેકટીવ મણિરામ અંધ ફકીરના લેબાસમાં પ્લેટફૉર્મ પર ફરતો હતો. પેટીની સાથે આપણાં પાત્રોને તેણે ગુપ્ત રીતે સ્ટેશનમાં આવતાં જોયાં હતાં. અને પેટીને છોડીને તેઓને ટ્રેનમાં ચ્હડી જતાં જોઇ તેણે તરત તે પેટી મજુર પાસે ઉપાડાવી ને વીટીંગ રૂમમાં લાવ્યો. ઉતાવળથી તેણે પેટી ખોલીતો અંદરથી લાસ નિકળી. તેણે તરત પોલીસ કોન્સ્ટેબલને ટેલીફોન કર્યો.

"એક લાસ મળી આવી છે. તેની તપાસ કરવા માટે તે લાસ કબજે કરવા ઇન્સકપેટરને મોકલો લાસ વીટીંગ

રૂમમાં પડી છે. હું શકદારોની પાછળ ટ્રેનમા ચ્હડી જાઉં છું!"

ટેલીફોન કરીને તે અપટુડેટ પોષાકમાં વીટીંગરૂમ બહાર આવ્યો આ વખતે ટ્રેન પ્લેટ ફોર્મ છોડી ગઈ હતી. શકદારોની પાછળ તેણે હવે શીરીતે જવું ? તરત તે સ્ટેશનની બહાર આવ્યો અને ટેક્ષીમાં ચડી બેઠો.' ટેક્ષી ત્યાંથી ઉપડે ત્યાર પહેલાં પોલીસઇન્સપેકટર સાયકલ પર સ્ટેશને આવી પહોંચ્યો. મણિરાયે તેને કહ્યું.

"લાસની પેટી વીટીંગ રૂમમાં છે. કબજે કરો. અને તપાસ ચલાવો. ટ્રેન ઉપડી ગઈ હોવાથી હું શકદારોની પાછળ ટેક્ષીમાં બેસીને જાઉં છું. એકાદ સ્ટેશન જતા હું ટ્રેનને પકડી પાડીશ"

ડીટેકટીવે ડ્રાઇવરને સખ્ત તાકીદ આપી. અને મોટર ઉપડી.

ટ્રેનના પહોંચ્યા પહેલાં ડીટેકટીવની મોટર પહેલેજ સ્ટેશને જઈ પહોંચી. ડ્રાઇવરને સારૂં ભાડું આપી તે સ્ટેશન પર ટેલવા લાગ્યો. પાંચ મિનિટ પસાર થતાં ટ્રેન આવી પહોંચી. ટ્રેનમાંથી ઉતરતા પેસીંજરો તરફ મણિરાય બારિક દ્રષ્ટિ ફેંકી રહ્યો હતો. આપણાં પાત્રો પણ આ સ્ટેશને ઉતર્યાં. સ્ટેશનનું નામ હરિપુર સ્ટેશન હતું. ડબ્બામાંથી નીચે ઉતરતાં રંગીલદાસને પેલી પેટીનું સ્મરણ

થયું. અને તે બે બાકળો બોલી ઉઠયો: " પેલી પેટી ! સત્યાનાશ. "

ઇશ્કીલાલ બોલ્યો: " અરે જવા દે યાર ! છોને પેટી ભુલી ગયા ! પોલીસની શી તાકાત છે કે આપણને પકડી શકશે ! "

મણિરાયે આ બધાને જોયા અને તરત તેણે તેની પુંઠ લીધી બધાં લ્હેરી પાત્રો સ્ટેશન બહાર આવ્યા. સાથની કન્યાઓને ખબર ન હતી કે પોતે શયતાનની ટોળીની સાથે મુસાફરી કરી રહી છે ! ભોળા હૃદયને આવા પાપી હૃદયની પીછાણ ક્યાંથી હોય ?

સ્ટેશન બહાર આવીને એક વિક્ટોરીયામાં બધા બેઠા. ડીટેકટીવે છેટેથી તે જોયું અને બીજી વિક્ટોરીયામાં તે ચડી બેઠો.

બન્ને વિક્ટોરીયા આગળ પાછળ દોડવા લાગી. એક ધર્મશાળા પાસે રંગીલદાસની વિક્ટોરીયા આવી અને સઘળા ધર્મશાળામાં દાખલ થયા. ડીટેકટીવે વિક્ટોરીયામાં બેસતાંજ તેના વિષેનું પરિવર્ત્તન કરી નાખ્યું હતું. પોતાનો અપટુડેટ પોષાક કાઢી, મુસલમાની પોષાક તેણે પહેરી લીધો. પણ શકદારોને હિન્દુ ધર્મશાળામાં દાખલ થતા જોઇ, પોતે મુસલમાન લેબાસમાં ધર્મશાળામાં દાખલ નહિ થઇ શકે એમ વિચારી શકદારોનો પીછો પકડવા સન્યાસીનો સ્વાંગ ધારણ કર્યો.

સંન્યાસીના વેષમાં તે ધર્મશાળામાં દાખલ થયો. જે રૂમમાં રંગીલદાસ વીગેરે ઉતર્યા હતા. તે રૂમની ચાલીમાં આપણા ડીટેકટીવ સન્યાસી એ અડ્ડો નાખ્યો, અને ચલમ પીતો રૂમની અંદર થતી બીના છુપી રીતે જોવા લાગ્યો.

ધર્મશાળાના માણસે આવીને રંગીલદાસ વીગેરે સર્વના નામ પૂછ્યા. રંગીલદાસે સત્ય નામ લખાવ્યા. જે વખતે ધર્મશાળાનો માણસ તે બધાના નામ લખતો હતો, તે વખતે આપણો સન્યાસી ગુપ્ત રીતે રંગીલાલના મ્હોમાંથી નિકળતા નામ પોતાની ડાયરીમાં લખી રહ્યો હતો.

---

## પ્રકરણ સાતમું.

### " ભેદ ખુલ્યો ! "



ડીટેકટીવના પીછાની બદમાશોને ખબર નહતી. ધર્મશાળામાં ઉતારો કરીને રંગીલદાસ અને ઇશ્કીલાલ ફરવા નિકળ્યા. મધમુખી અને ઉભય કન્યાઓ ધર્મશાળાની રૂમમાં રોકાઈ. ઉભય મિત્રોને બહારજતા જોઇને,તેઓ નકળી

જાય એવી ચાલાકીથી ડીટેક્ટીવ સન્યાસી પાછળ ઉઠયો. અને એક ખુણામાં જઇને સન્યાસીનો વેષ ઉતારી મુસલમાન નો વેષ સજી લીધો. સન્યાસીના વેષમાં તે પીછો પકડે તો બદમાશો કળીજાય કે સન્યાસીના વેષમાં કોઈ પોલીસનો માણસ છે. નહિતર શા માટે જ્યાં જઇએ ત્યાં તે પાછળ ફરતો ફરે ?

હરિપુર ગામ જો કે મોટું હતું નહિ.પરંતુ ગામમાંજ રાજા રહેતા હોવાથી હરિપુરની શોભા કાંઈ ઓછી હતી નહિ. ગામની મધ્યમાં એક સુંદર બાગ હતો. ગામના નરનારીઓ પુર અહિં સંધ્યા સમયે ઉલટતા હતા.

મિત્રદ્વય આ બાગમાં આવ્યા. પછવાડે મુસલમાન ડીટેકટીવનો પીછો હતો. બાગના સૌન્દર્યને નિહાળતા અને મંદ પવનની મીઠી લ્હેરને અનુભવતા તેઓ એક કુંજ પાસેના બેન્ચ પર બેઠા. તેની સામેના બેન્ચ પર મુસલમાન ડીટેકટીવ ઉતાવળથી આવીને રૂવાબસર બેસી ગયો. અને ગજવામાંથી ન્હાનું પુસ્તક વાંચવા લાગી ગયો. તે જાણે કે બાગમાં ફરવાજ આવ્યો હોય અને વાંચનનો શોખિન હોવાથી બાગમાં પણ સાથેજ વાંચન લાવ્યો હોય એવો ડોળ તેની મુખાકૃતિ પરથી સ્પષ્ટ માલુમ પડી આવતો હતો. બદમાશોને ખબર નહતી કે પોતાની છાતી સામે બેઠેલ

યુવક સાધારણ માણસ નહિ, પરંતુ આખા જીલ્લામાં થયેલો નામાંકિત મણિરાય હતો.

બદમાશોએ અત્યંત ધીમા અવાજે વાતચીત શરૂ કરી પ્રથમ રંગીલદાસ બોલ્યોઃ" ઇશ્કીલાલ! ભગવાનદાસ શેઠનું ખુન તેં કેવી રીતે કર્યું?" રંગીલદાસ અત્યંત ધીમા અવાજે બોલ્યો હતો તથાપિ ડીટેકટીવ સાંભળી શકયો હતો સાંભળીને તે ચમકયો. પરતું બદમાશોને પોતે ડીટે-કટીવ છે એવી ખબરજ ન પડે એટલા માટે વાંચવામાં લીન બની ગયો. તેના ચક્ષુ ચોપડીમાં ચોંટેલા હતાં. પરતું તેના કાન બદમાશોની વચ્ચે થતી વાતચીત સાંભળવા તેજ બની ગયા હતા.

રંગીલદાસના પ્રેમનો ઇશ્કીલાલે ઉત્તર આપ્યો.

ભગવાનદાસ શેઠ દરરોજ સાંજે બગીચામા ફરવા જવું એવા નિયમવાળા હોવાથી મેં તેમનું ખુન ત્યાંજ કરવું એવો વિચાર કર્યો. હું બરાબર મારા ઘરથી સાડાચાર વાગ્યાને સુમારે બહાર નિકળ્યો. ત્યાં ભગવાનદાસની ગાડી બાગ તરફજ જતી મેં જોઇ હું ઉતાવળથી બાગમાં જઇ પહોં-ચ્યો. સઘળા બાંક તપાસ્યા. એક વૃક્ષની નીચે પડેલા બાંકપર ભગવાનદાસ શેઠને મેં જોયા અને હું ત્યાંથી થોડે દુર જઈ વિચાર કરવા લાગ્યો. "રિવૉલ્વર છોડવી? પણ તેનો

અવાજ થાય અને બાગમાં ફરતા માણુસો સાંભળીને મને પકડી પાડેતો ? ક્ષણુભરના માટે આ બ્હીક–આ સંકોચ મારા હૃદયમાં ઉત્પન્ન થયા પરંતું મેં તે ભાવોને હિંમતથી કાઢી મૂકયા. અને બરાબર શેઠની છાતીમાં તાકીને રીવૉલ્વર ફોડી. તરત હું બાગબહાર નિકળી ગુપ્ત રસ્તે થઈ મારે ઘેર જઈ પહોંચ્યો. નિર્વિઘ્ને કાર્ય સમાપ્તિ તો થઇ ચુકી છે, પરંતુ પોલીસ હવે તપાસમાં પડી છે. આપણે એવી સાવચેતી રાખવી કે આપણા ઉપર પોલીસને વ્હેમ આવે નહિ."

ડીટેકટીવ અત્યંત આનંદનો અનુભવ કરવા લાગ્યો. પરંતુ તેવા ભાવ વદન ઉપર આવવા દીધા નહિ, જે કાર્ય માટે અત્યંત પરિશ્રમ ઉઠાવાનું તે ધારી રહ્યો હતો તે કાર્ય આવી સ્હેલાઈથી પાર પડે–ખુનીનો પતો આમ સ્હેજ સાજમાં મળી જાય એ કાંઇ તેના માટે ઓછા હર્ષનો વિ-ષય નહતો. તેના અંતરમાં આનદનું પુર આવ્યું. પણ વદન પરનો ભાવ વાંચનની તલ્લીનતા બદલાઇ નહિ.

"આપણે પકડાઇએ એવો લેશપણ સંભવ નથી." રંગીલદાસ બોલ્યો. "પરંતુ લાસની પેટી આપણે ગુમાવી છે એટલે કદાચ ફસાઈ જઈએ તો ના નહિ."

"લાસની પેટી પોલીસને હાથ જાય એનાથી આપણે કાંઈ ફસાવાના નથી. કારણકે પેટીમાંની લાસ કોની છે ? તે

કાંઇ પોલીસ ઓળખી શકશે નહિ. તો પછી કોણ ખુની તેનો તો પતોજ કેમ લાગે ? ”

“વાત ખરી છે. એ લાસ મારી સ્ત્રીની છે એવી ઓળખાણ પોલીસને પડશે તો નહિજ....પણ.......”

“ શું ? ”

“ પણ કદાચ કોઈ ઓળખી કાઢે તો ? ”

“ ધારો કે પોલીસ જ તે લાસ ઓળખી કાઢી કે તારી સ્ત્રી પુષ્પાની તે લાસ છે. પરંતૂ એટલાથી આપણે થોડા પકડાવાના હતા ? પોલીસને શી રીતે ખબર પડે તારી સ્ત્રીનું ખુન તેંજ કર્યું છે ! ”

ડીટેકટીવતો હૃદયથી દિવાના જેવો થઇ ગયો. ભગવાનદાસ શેઠના ખુનીનો પતો મળ્યો લાસ કોની છે, કોણ ખુની છે વિગેરે માહિતી કંઇ પણ પરિશ્રમ લીધા વિના એકાએક તેને મળવા પામી, છતાં પણ તેના મ્હોઢા પરના ભાવમાં કિંચિત્ માત્ર પણ ફેર પડયો નહિ.

વાર્ત્તાલાપ આગળ ચાલ્યો.

“ આપણી સાથેની બે કન્યાઓનું શું કરવું ? ” ઈશ્કીલાલે પ્રશ્ન કર્યો.

“ પ્રથમ તો તેની પવિત્રતા ચુશવી ખુબ ચુશવી. અને પછી ”

" પછી ? "

સારા પૈસા આપનારને સોંપી દેવી. "

" એટલે કે વેચી મારવી. "

" હા. દોસ્ત "

" પણ ઉભય કન્યકાઓ અત્યંત સ્વરૂપવાન્ છે. એ સ્વરૂપનો ઉપભોગ આપણે ધરાઇને કરી લેવો જોઇએ. વેચવાની વાત ત્યાર પછી. "

"ચાલો હવે ધર્મશાળામાં જઈએ. મધુમુખી મુંઝાશે."

બન્ને બદમશો ઉઠયા. બદમાશોને જરા આગળ જવા દઈ તરત ડીટેકટીવ ચોપડી સંકેલીને ઉઠયો. અને પાછળ પાછળ અત્યંત ચાલાકી પૂર્વક ગુપ્ત રીતે ચાલવા લાગ્યો.

ધર્મશાળાન મુખ્ય દ્વાર પાસે આવતાં બન્ને બદમાશો ચમકયા દ્વારમાં જાહેર ખબર મ્હોટા અક્ષરે ચ્હોંડાડેલી હતી. જ્યારે તેઓ બાગમાં ફરવા ગયા ત્યારે કાંઈ હતું નહિ. અને એક કલાકમાં પાછા ફરતા જાહેર ખબર ત્યાં ચોટાડેલી જોઇ. જાહેર ખબરનું હેડીંગ અત્યંત મ્હોટા ટાઇપમાં મૂકેલું હોવાથી તેને વાંચતાં જ ઉભય ચમક્યા. તે જાહેર ખબર નીચે મુજબ હતી.

" લાલમીલના-માલેક ભગવાનદાસ શેઠનું
કરપીણ ખુન ! "

તા. ૫ મી ઓગષ્ટ રવિવારની સાંજે પાંચ વાગતાના

સુમારે પોતાના હમેશના નિયમ પ્રમાણે લાલમીલના માલેક ભગવાનદાસ શેઠ બાગમાં ફરવા ગયા હતા એ વખતે બાગમાંના એક વૃક્ષ નીચે તેમનું કરપીણ ખુન થયું છે. ખુન રીવૉલ્વરના બહારથી થયાનું અનુમાન બંધાય છે. કારણ કે મરનારની છાતી વીંધીને ગોળી આરપાર ચાલી ગયેલી છે. ખુની કોણ છે તેનો પત્તો લાગ્યો નથી. પોલીસ તપાસ ચલાવે છે. તા. ૬ ઠી ઑગષ્ટ.

વિશ્વેસરાવ. સી.
આનંદપુર સીટી ફોજદાર.

બીજી બાજુ નીચેની જાહેર ખબર હતી.

" ભેદીલાસ "

તા. ૫ મી ઑગષ્ટ રવિવારના સાંજના સાત વાગતાના સુમારે અત્રેના સ્ટેશનના પ્લૅટ ફોર્મપરથી એક પેટી મળી આવી હતી. પેટીને તપાસતાં અંદરથી એક ભેદી લાસ નિકળી છે. એ લાસ સ્રીની છે. તેના શરીર પરના વસ્રો જોતાં તે સ્રી કોઇ શ્રીમંતની પત્ની હોય એમ જણાય છે. પેટી સ્ટેશનપર ક્યાંથી આવી? કેણ લાવ્યું? તેમજ સ્રીનો ખુની કોણ? આ બધી બાબતની તપાસ પોલીસ ચલાવી રહી છે. તા. ૬ ઠી ઓગષ્ટ.

વિશ્વેસરાવ સી.
આનંદપુર સીટીફોજદાર.

જાહેર ખબર વાંચીને ઉભય ગભરાયલા ચ્હેરે અંદર દાખલ થયા. ડીટેકટીવ મણિરાયે મુસલમાની લેબાસ ઉતારી પ્રથમનો સન્યાસી વેષ સજી લીધો અને પોતાના નાખેલા અડ્ડા પાસે આવીને ચલમ ફુંકવા લાગ્યો.

ઇશ્કીલાલ મધુમુખીની પાસે ગયો રંગીલદાસ ધર્મશાળાના ચોકમાં આકાશ તરફ દૃષ્ટિ રાખી ઉભો હતો. ત્યા એક સ્રી આવી ને તેને વીંટળાઇ વળી. જાણે વેલા વૃક્ષને વળગી.

આ સ્રી કોણ !

પ્રિયવાંચક સ્હેજ પણ અનુમાન કરી શકશો ? વેપાર કરવામાં કે વાતો કરવામાં મ્હોટા મ્હોટા પહાડ તોડી પાડો છો, આકાશને મુઠ્ઠીમાં સમાવી દ્યો છો, તો પછી આવો સ્હેજ વિચાર નહિ કરી શકશો ? જાઓ જાઓ ભલા માણસ !

---

—કવિતામય—

# " શોભના "

યાને

## " સુધામય સંસાર "

---

આદર્શ-પવિત્ર પત્નીના કેવા સદ્દગુણો હોય છે, અને પત્નીનાં પવિત્ર સદ્દગુણથી પતિનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે છે? વીગેરે વિગેરે વિષયોનો ચિતાર અત્યંતર આકર્ષક રીતે રસિક ભાષામાં હરિગીત છંદમાં આપવામાં આવ્યો છે. કન્યા અને માતા દરેકને આ એક સરખા ઉપયોગી પુસ્તકની કિંમત ફક્ત ૦-૬-૦ એક પ્રત મંગાવનારે તેટલી ટીકીટો મોકલવી.

વેપારીઓને ભરપુર કમીશન. લખો

આ પુસ્તકના પ્રકાશકને.

## પ્રકરણ આઠમું.

—૦—

### " લૉજના માલિકની અધમતા."



" કેમ હીરા !" રંગીલદાસ પોતાને વળગી પડેલી સ્ત્રીને જોઇ આતુરતાથી બોલી ઉઠયો.

" હા. તમે તો મને છોડી ન્હાસી ગયા, પરંતુ હું તમારા વિના કેમ રહી શકું ?"

" ક્યારે આવી ?"

" હમણાંજ."

" તારી વૃદ્ધ માતાને ખબર છે?"

" ના."

" તપાસ કરશે નહિ ?"

" કરશે. પણ હું શું તમારા વિના ત્યાં રહું ? જ્યાં તમે ત્યાં હું ?"

"વાહરે હીરા ! પણ તને કયાંથી ખબર પડી કે હું અહિં હરિપુરમાં છું !

" પણ શોધી કાઢયાને ?

"બડી ચતુર!" આમ કહી રંગીલદાસ હીરાને લઇને ધર્મશાળા બહાર નિકળ્યો.

મધુમુખીને ખબર ન હતી કે પોતનો આશક,હીરા નામની કોઈ સ્ત્રીમાં પણ આશક્ત છે. તેમ હીરાને પણ ખબર ન હતી કે મધુમુખી નામની કોઈ સ્ત્રીમાં રંગીલદાસ આશક્ત છે. બન્ને માશુકો એ બાબતથી અજ્ઞાન હતી. અને તેથી હીરાને પોતાની રૂમમાં ન લઇ જતાં ધર્મશાળાની પાસેની લૉજમાં હીરાને ઉતારો આપવાનું રંગીલે ઉચિત માન્યું.

આ પ્રકાર સંન્યાસી સાહેબે જોયો. અને તે તરત રંગીલદાસ અને હીરાની પછવાડે પડયો. આશક–માશુકને બાજુની લૉજમાં જતા જોઈ ડીટેકટીવ નીચેજ દ્વારપાસે ઉભો રહ્યો, ઉપર જવાની તેને જરૂર નથી. બદમાશ કાંઈ નીચે આવ્યા વિના રહેવાનો હતો ?

લૉજની એક સ્વતંત્ર રૂમ ભાડે લીધી. અને આશક માશુક આનંદથી પરસ્પર જોવા લાગ્યા. રૂમનું દ્વાર અંદરથી બંધ કર્યું. રંગીલદાસ પલંગપર બેઠો. હીરાનું અર્ધું શરીર પોતાના ખોળામાં લીધું અને ગાલપર ચુંબન કર્યું. પ્રેમ ચેષ્ટા કરવામાં લગભગ અર્ધો કલાક પસાર થઇ ગયો. પછી હીરાને રંગીલદાસે કહ્યું.

" હીરા ! તું અહિં રહેજે. હું બજારમાં જઇ અવું."

" હું સાથે ન આવું ? "

" રાત્રિનો સમય છે. અત્યારે કાંઇ ફરવાનું ન હોય. કાલે આપણે બન્ને ગાડી ભાડે રાખી આખા શહેરમાં સ્હેલ કરીશું, "

" કેટલા વખતમાં આવવાના ? "

" એક કલાકમાં "

" સારૂ. "

રંગીલદાસને બજારમાં જવાનું હતું નહિ. પોતે એક કલાક થયા ધર્મશાળા બહાર નિકળી આવેલો હોવાથી ઈશ્કીલાલ પોતાની તપાસ કરે એટલા સારૂ તેને ધર્મશાળામાં જવાની જરૂર હતી. ભોળી માશુકને બ્હાનું આપીને તે ધર્મશાળામાં આવ્યો. આપણો ડીટેકટીવ સન્યાસીના વેષમાં ચલમ ફુંકી રહ્યો હતો.

" ઇશ્કીલાલ ! રૂમમાં દાખલ થતાંજ રંગીલદાસ બોલ્યો,

" કેમ ? "

" પેલી જાહેર ખબર હું ફરી વાંચી આવ્યો. "

" ફરી વખત વાંચવાની શું જરૂર હતી ? "

" પહેલી વખત ઉતાવળથી વાંચેલી હોવાથી ધીમે ધીમે શાંતપણે બીજી વખત વાંચી. "

"એવી જાહેર ખબર સેંકડો ચ્હોંટાડે ભલે,આપણને ઓછી જ તેની પરવા હતી?

*          *          *

રંગીલદાસના જવા પછી હીરા, રૂમમાં ફરવા લાગી. લૉજનો માલેક ભોગીલાલ ચાલીમાં ટેલતો હતો હીરાને તેણે જોઇ. રૂમમાં કોઇ હતું નહિ. હીરાનું સૌન્દર્ય અચિંત હતું. ભોગીલાલના હૃદયમાં કમનીય ભાવનો સંચાર થયો. વર્તમાન જમાનામાં લૉજના માલેકો, અમુક અપવાદો બાદ કરતાં વિશેષપણે ખરાબ ચારિત્ર્યના હોય છે, અને સ્રી પેસીંજરને માટે ખુવાર થતા જોવાય છે.

ભોગીલાલ હીરાની રૂમમાં આવ્યો. ભોગીલાલને જોઇ હીરા સ્થંભી ગઈ. ભોગીલાલે પ્રશ્ન પુછવા માંડયાં.

તમે ક્યાંથી આવ્યા? કયાં જવું છે? અહિં શું કામ છે? નામશું? જાત કેવી છે"

ભોગીલાલના ઉપરા ઉપરી પ્રશ્નોથી હીરા ભયભીત બની ગઇ, એક તો જાતની મજુરણ. તેનામાં વિશેષ બુદ્ધિનો અભાવ હતો. ઉડાઉ જવાબ આપવા જેટલી આવડત અને હિંમત તેનામાં હતા નહિ. અને તેથી તે ગભરાયલા જેવી ઉભી રહી. ભોગીલાલના પ્રશ્નોનો તેણે કશો પણ ઉત્તર આપ્યો નહિ.

ઉત્તર ન મળવાથી ભોગીલાલ સમજી ગયો કે આ કોઈ ઓડું છે. અને તેથી તેણે દાબ આપવા માંડયો.

"કેમ ઉત્તર આપતા નથી ? પોલીસ નામ નોંધવા આવ્યો છે ? બોલો તમારૂં નામ ?"

"મને બચાવો ! હું તમારા શરણે છું !" હીરા, ભોગીલાલના પગમાં પડી ગઇ પોલીનું નામ સાંભળી તેનાં હાજા ગગડી ગયા ગમાં સીથીલ થઇ ગયા. હાથ પગ ઢીલા પડી ગયા. મુખ ઉપરનું તજ હરાઇ ગયું. અને તેથી તે ભોગીલાલની પાસે ઢળી પડી.

ભોગીલાલ મનમાંજ રાજી થયો. તેણે કરેલું અનુ· માન સત્ય પડયું, હીરાને જોતાંજ તેણે અનુમાન કર્યું હતું કે ! "આ સ્ત્રી રંગીલદાસની પરણેતર સ્ત્રી નથી. આશુક-માશુક અહિં લૉજમાં સ્હેલ કરવા આવ્યા હોય એમ જણાયછે.

હીરાના શરીરપર મજુરણના જેવ કપડા હતા, જ્યારે રંગીલ અપટુડેટ પોષાકમાં સજ્જ હતો, ભોગીલાલ એ જોઇનેજ વ્હેમમાં પડયો હતો. પરંતુ રંગીલદાસ ક્યારે હીરાને સુની મૂકે અને પોતાની દુષ્ટ મનોવાસનાને પ્રકાશમાં મુકી શકાય એવું તે ઇચ્છતો હતો. હીરાને એકાએક પોતાને શરણે આવેલી જોઇ તેને અત્યંત આત્મસંતોષ થયો. પોતાની કામવાસના પરિતૃપ્ત કરવામાં તે સફળ નિવડશે એમ તેને લાગ્યું.

હીરાનો હાથ પકડીને ઉભી કરી ભોગીલાલ પલંગ પર બેઠો. હીરાને પોતાની બાજુમાં બેસાડી અને પછી બોલ્યો:

"તને કોઇ ઉપાડી લાવ્યું છે!"

"ના" હીરાએ કહ્યું.

"ત્યારે?" ભોગીલાલે પ્રશ્ન શરૂજ રાખ્યા.

"હું રાજીથી આવી છું!" હીરાએ જણાવ્યું.

"પોલીસને જાહેર કરૂં કે?" ડર બતાવવાના હેતુથી આ પ્રશ્ન પૂછાયો.

"નહિ નહિ. કૃપા કરી પોલીસને જાહેર કરતા નહિ." હીરા ગભરાઇને બોલી.

"હું કહું તેમ વર્ત્તે તો—"

"વર્ત્તીશ." ભોગીલાલના બોલવાની વચ્ચેજ હીરા બોલી.

"જરૂર" ભોગીલાલે નિશ્ચય કરાવવા માંડયો.

"હા"

"અવશ્ય!"

"હા."

"આ રૂમમાંથી ચાલ. મારા ઉપરના દિવાન ખાનામાં તું રહે."

"મારી સાથે છે તેનું કેમ ?"

"તેનું નામ શું છે ?"

"રંગીલદાસ !"

"તારો આશક છે ?"

"હા."

"તે બહાર ગયો છે ?

"બજારમાં ગયા છે. એક કલાક પછી આવવાનું કહી ગયાં છે,"

"તું મારી સાથે ઉપર ચાલ. તારા આશકને કહેતો મારા માણસો પાસે માર મરાવીને કાઢી મૂકું."

હીરા કંઇ પણ બોલી નહિ. રંગીલદાસને તે અત્યંત ચ્હાતી હતી. પોતાના હૃદયથી તે રંગીલદાસનું રટણ કર્યા કરતી હતી. પોતાની આશાઓ રંગીલદાસ વિના કોઈ પૂર્ણ કરે નહિ એમ તે માનતી હતી. પરંતુ અત્યારે રંગીલદાસનો સંગ છોડયા વિના તેને ક્યાં છુટકો હતો ? ભોગીલાલ પોલીસમાં જાહેર કરે તો ? ન છુટકે હીરા, ભોગીલાલની સાથે તેના દીવાનખાનામાં ગઈ.

આ દિવાનખાનું એક વિલાસી માનવીનું હોવાથી અત્યંત સુશોભિત હતું. ભીંત ઉપર ન્હાની મોટી આશક માશુકના પ્યારની ચેષ્ટા દેખાડતી છબીઓ ટાંગવામાં આવી હતી. નીચે આખા દિવાનખાનામાં પાથરેલા કિંમતી

ગાલીચા ઉપર મધ્યમાં એક નકશીદાર કોચ ગોઠવેલો હતો. એ કોચની ઉપર ઝુમ્મર લટકતું હતું. ઝુમ્મરમાં દીપક પ્રજ્વલિત હતા. અને તેથી કાચના કટકાઓ હીરા જેવા ચળકી રહ્યા હતા. એક ખુણામાં મ્હોટો કબાટ પડયો હતો. અને તેની બાજુમાં એક સૉફા પડયો હતો કૉચની પાસે બે ખુરસીયો પડી હતી. ભોગીલાલ. હીરાની સાથે સોફા ઉપર બેઠો. હીરા, ભોગીલાલના મ્હો સામું જોઈ રહી હતી, ભોગીલાલે હસતાં હસતાં હીરાના લાલ ચોળ હોષ્ઠ ઉપર ઉપરાઉપરી ચુંબનો કર્યા. આ પ્રકાર હીરાને જરા પણ ગમતો નહતો. રંગીલથી બેવફા થવામાં તેનું દિલ કંપતું હતું પણ ભોગીલાલ પોલીસને જાહેર કરે તો ?



# પ્રકરણ નવમું.

## "શાન્તા અને કાન્તા."



બદમાશોની સાથેની કન્યાઓની ઉમ્મર બહુજ નાની હતી. એકની ઉમ્મર દશ વર્ષની અને બીજીની ઉમ્મર બાર વર્ષની હતી. આ ભોળી કન્યાઓને જગતની કાળી ધોળી બાજુનું કશું પણ જ્ઞાન હતું નહિ. તે નિર્દોષ રમત ગમત રમતી હતી. બાલીશ ચંચળતા આ બાળાઓમાં હતી. પોતાને શા ઉદ્દેશે મીસ્ટ્રેસ સાથે લાવી છે. તેની તેમને કશી પણ ખબર હતી નહિ.

"મધુમુખી!" રંગીલદાસ બોલ્યો: "આ બાળાઓનાં નામતો કહે."

"એકનું નામ શાન્તા અને બીજીનુ નામ કાન્તા."

"શાન્તા! અહિં આવ." રંગીલદાસે શાંન્તાને બોલાવી તેની ઉમ્મર બાર વર્ષની હતી.

શાંન્તા રંગીલદાસની પાસે ગઇ. તેને થોડીજ ખબર હતી કે પોતાને રંગીલદાસ કમનીય દૃષ્ટિથી. બોલાવે છે. શાન્તા પાસે જઇને એક બાજુ ઉભી રહી.

" શાન્તા ! " રંગીલદાસ બોલ્યો:

"જી !" બાલિકા વિનયથી બોલી અને નીચું જોઇને ઉભી રહી.

" તું પ્રેમને જાણે છે ? "

'પ્રેમને ? હા પ્રેમને તો હું જાણું છું ! "

"કેટલું જાણે છે ? "

" કહું ? "

"કહે જોઈએ તારી માસ્ત રાણીએ તને કેટલું શિખ૦વ્યુંછે.

રંગીલદાસ વિકારમય વૃત્તિથી આ બધું બોલી રહ્યો છે જેને શાન્તા નિર્દોષ વાર્ત્તાલાપ માની રહી હતી, શાન્તાએ પ્રેમનું મહાત્મ્ય કહેવા માંડયું.

" સંસારમાં ઉત્કૃષ્ટવસ્તુ 'પ્રેમ' એક ગણાય છે !
" ગાંધર્વને દેવો ખરે ' ગુણ ગાન તેના ગાય છે !
" જે પ્રેમને વશ શ્રી પ્રભુ ! ભજનારની વ્હારે ચડે!
" પ્રેમદા પતિના પ્રેમ માટે અગ્નિ જવાળામાં પડે !

( ૧ )

" પ્રેમીજનો પૈસા તણી પરવા જરા કરતા નથી !
" નિજ શીર દેવા પ્રેમમાં પ્રેમી જરા ડરતા નથી !
" નિર્દોષ અંતરમાં વસે છે પ્રેમની મુરત ખરી !
" સત્પ્રેમની મર્યાદમાં ન વિકાર સ્થાન લહેજરી

( ૨ )

" નારી-નરો-પશુ પક્ષીઓ સૌ પ્રેમને આધીન છે,
" સંસાર ક્ષેત્રે વિચરનારા પ્રેમ માંહી લીન છે;
" નિર્મળ અવિચળ પ્રેમીઓની જય જગે બોલાય છે,
" સુખ સ્વર્ગસમ દેખે વિજય સત્પ્રેમનો કહેવાય છે !

( ૩ )

" જોશો જગત આખું મહી સત્પ્રેમનો વિસ્તાર છે,
" જ્યાં ત્યાં જગતમાં પ્રેમનો જામી રહ્યો અધિકાર છે !
" જેના હૃદયમાં પ્રેમનું ઝરણું સદાય વહન થતું,
" તેનું હૃદય છાંયા વિકારોની મંહી કદી ના જતું "

( ૪ )

—मंगल—

" પ્રેમનું માહાત્મ્ય આટલું બધું જાણે છે ? "

" હા. "

" તું પ્રેમને જેવી રીતે ઓળખી જાણે છે, તેવી રીતે પ્રેમ કરી જાણે છે ? "

" તે વિષે હું અજ્ઞાત છું ! "

" આજે હું તને તે શિખાવવાના વિચારમાં છું !"

શાન્તા મૌન રહી....હજી સુધી પણ તે સમજી ન શકી કે નિર્દોષ પોતે માની રહેલી વાતચીત એ વસ્તુત: નિર્દોષ

નહિ, પરંતુ પાપથી ભરપુર છે. કમીનીય વૃત્તિથી ચકચુર છે. રંગીલ બોલ્યો: " તું મારી સાથે પ્રેમ કર. "

" તમારી સાથે ? કેમ થાય ? પ્રેમતો સમવય દીલની સાથેજ પેદા થાય છે, તમને મારા **પીતાની** તુલ્ય છો !" શાન્તા હવે કંઈક મંદ અનુમાન કરી શકી કે પ્રેમના પૂછાતા મહાત્મયનો હેતું કામવાસનાની પરિતૃપ્તિનો છે. અને તેથી તેણે રંગીલદાસને પિતાની ઉપમાં આપી દીધી.

" હું તારા પિતા તુલ્ય નહિ,....પરન્તુ—તારો પ્રેમિક આશક થવાને યોગ્ય છું ! " નર પિશાચે પોતાની વૃત્તિનું દિગ્દર્શ કરાવ્યું.

" આ શું બોલો છો ? "

" તું શું નથી સાંભળતી કે મને પૂછેછે ? "

" હું સાંભળું છું "

" તો સમજીજા કે હું શું બોલું છું ! "

" તમારા હ્રદયનો ભાવ જોકે હું સ્પષ્ટ કરી શક્તી નથી, પરંતુ તમે જે વાક્ય ઉચ્ચાર્યા તે પરથી હું કંઈક અંશે અનુમાન કરી શકું છું કે તમે મારી તરફ કુદ્રષ્ટિથી જોઈ રહ્યા છો. કુભાવથી મારી સાથે વાત કરી રહ્યા છો ! "

" તું કહે છે એ ખરૂં છે. પરંતુ મારી એ વૃત્તિ અને દ્રષ્ટિમાં તને પ્રેમ કરતા શિખાડાવવાનો આશય છે. ! " રંગીલદાસ બોલ્યો:

" મારે શિખવું નથી ! "

" શિખવુંજ પડશે ! પ્રેમને જાણનાર પ્રેમ ન કરી જાણે એનો કંઇજ અર્થ નથી. વળી અમારી સાથે તારે ફરવાનું છે એટલે પ્રેમ કરતાં તો જરૂર શિખવું જોઇશે. આ કાન્તાને પણ શિખવવાવું છે. " કાન્તા પ્રતિધ્વનિ કરીને રંગીલ બોલ્યો. અને પછી શાન્તાનો હાથ પકડી રંગીલે પોતાની તરફ ખેંચી. બિચારી શાન્તા, ! તે કમ જોર શું કરી શકે ? તેણે ચિસપાડી. ચિસ સાંભળીને બહાર ચલમ ફુંકતો સન્યાસી કમાડમાં લાત મારવા લાગ્યો. શાન્તાના ગાલ અપવિત્ર થાય ત્યાર પહેલાં લતા પ્રહાર કમાડમાં થવા લાગ્યા. રંગીલદાસ ગભરાયો. શાન્તાની પવિત્રતા ચૂશવાની ઈચ્છા હાલ તરતતો અટકી પડી. શાન્તાનું જીવન નિષ્કલંક રહ્યું. કમાડ તરફ જોઇ રંગીલદાસ મ્હોં વિકાસી રહ્યાં. લાતો ઉપરા ઉપર પડતી હતી. અને તેનો અવાજ ભીષણ નિકળતો હતો. રંગીલે દ્વાર ઉઘાડયું નહિ ત્યારે લતા પ્રહારની સાથે શબ્દો સંભળાયા.

" દ્વાર ખોલો કોણ છે અંદર ? "

રંગીલદાસે ગભરાયલા ચ્હેરે દ્વાર ખોલ્યું. સંન્યાસીએ અંદર દાખલ થતાં રૂવાબથી કહ્યું:" આ કન્યાઓને સ-

તાવનાર બદમાશો ધર્મશાળામાં રહીને પાપાચાર કરી રહ્યા છો ? ”

“ એવું કાંઈ નથી સાંઇબાવા ! ” રંગીલદાસે મશ્કરીમાં ઉડાવવા માંડયું.

“ ત્યારે શું છે ? હમણાં કોણે ચીસ પાડી ? ”

“ એતો આ છોકરીએ પાડી. ”

“ શા માટે ? ”

“ ડાહ્યો થયા વિના તારા કામ ધંધે લાગીજા. નહિ તર ધુળ ફાકતો થઈ જઈશ. ” ઈશ્કીલાલે ચુપકીદી તોડી અને રૂવાબ ભેર સંન્યાસી તરફ જોઇને આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા:

ડીટેકટીવ મણિરાય અત્યંત ચતુર અને ચાલાક હતો. વસ્તુસ્થીતિને તે બરાબર સમજી જતો. જો પોતે અત્યારે ડીટેકટીવ તરીકે જાહેર થાય અને પોલીસને બોલાવેતો થોડી મેળવવાની માહીતી મળી શકે નહિ. આમ વિચારી તે સન્યાસી મહાશય બદમાશની રૂમ બહાર નિકળી પોતાના અડ્ડે ગયા.

રાત્રિના સાડા દશનો સુમાર હતો. સઘળું શાંત હતું. પવન શાંત હતો. અને તેથી વાતાવરણ આખું શાંતિમય જણાતું હતું. હીરાની પાસેથી નિસળ્યા બે અઢી કલાક

થઈ ગયા હોવાથી રંગીલદાસને હીરાની પાસે જવા વિચાર થયોઃ ઈશ્કીલાલ અને મધુમુખી ન વહેમાય એટલા માટે તેણે બ્હાનું શોધવા માંડયું. તેને એક બ્હાનું જડી આવ્યું. અને એ બોલ્યો.

" આપણા દેહની સલામતી અને રક્ષણ માટે આપણા પાસે હથિયારો હોવા જોઇએ. હું બજારમાં જઈને એક રીવૅાલ્વર ખરીદી લાવું. એક રિવૅાલ્વર આપણી પાસે છે. બે વચ્ચે એક રિવૅાલ્વર એ ઠીક નહિ. અને તેથી આપણું બરાબર રક્ષણ થઇ શકે નહિ. માટે હું રીવૅાલ્વર એક ખરીદિ લાવું. એકાદ કલાકમાં આ આવ્યો. " રંગીલદાસ પરભાર્યો લૅાજમાં ગયો. અને ત્યાં જઇને જુએ છેતો પોતાની લીધેલી ભાડુતી રૂમ ખાલી હતી. લોજના માણસોને હીરા વિષે રંગીલે પુછપરછ કરી પણ કોઈએ તેને સીધો જવાબ આપ્યો નહિ. લૅાજના માલિક ભોગીલાલે, પોતાના માણસોને ભલામણ આપી હતી કે હીરા વિષે કંઈપણ પત્તો આપવો નહિ.

રંગીલદાસ હીરાને ન જોતાં ગભરાયા જેવો બની ગયો.

---

# પ્રકરણ દશમું.

## " રંગીલની અધોગતિ. "



સઘળી રૂમમાં તપાસ કરીને રંગીલદાસ ઉપલા માળ પર ગયો. એ માળમાં દિવાનખાનું હતું; રંગીલદાસે એ દિવાન ખાનામાં પગ મૂકયો ત્યાં અંદરનું દૃશ્ય જોઇ તેનાં રૂવાં ઉભાં થઇ ગયાં. દશબાર શયતાનોની વચ્ચે હીરા ઘેરાયલી ઉભી છે. અને બદમાશો હીરાના અમૂક અમુક અંગને પ્રત્યેક મસળી રહ્યા છે. કોઈ પણ ચુંબન કરતું હતું તો કોઈ કર દાબતું હતું. હીરા શાંતપણે ઉભી હતી. રંગીલ આ જોઇને ઉશ્કેરાઇ ગયો. તે એકદમ હીરાની ઉપર ધસ્યો. એવું ધારીને કે હીરા પોતાથી બેવફા થઇને અન્ય સાથે પ્યારમાં પડી છે, હીરાના અંગ ઉપર રંગીલ ધસતો ગયો. શયતાનોએ તેને જોવો અને પકડયો. રંગીલમાં જોર હતું પોતાનું શરીર બદમાશોના હાથમાંથી છુટું કરીને હીરા તરફ ધુર

જોસમાં ધસ્યો. હીરા હાથ જોડતી હતી. પરંતુ રંગીલ તે ન ગણકારતાં એકદમ હીરાને જમીનપર પછાડી તેની છાતીપર ચડી બેઠો. ભોગીલાલે આવીને તેને પકડયો. અને ભોગીલાલના બીજા સાથીઓએ રંગીલને ખૂબ માર માર્યો. હીરા, પોતાના આશક ઉપર પડતા મારને જોઈ કંપતી હતી; પરંતુ ભોગીલાલની ધમકી બતાવી તેનું કશું ચાલી શકે એમ હતું નહિ. રંગીલે ખૂબ માર ખાધો. હાડકા ખોખરા થયા. કોઈ લાત મારતું, કોઈ મુષ્ઠિ મારતું, કોઇ તમાચો મારતું તો કોઇ ગડદા મારતું. આ રીતે બિચારો રંગીલ અધમુઆ જેવો થઇ ગયો. તેના મ્હોં આડો બદમાશોએ ડૂચો દીધો હતો અને તેથી તે ચું કે ચાં કરી શકતો નહતો. જ્યારે મારમારનારા કંટાળ્યા ત્યારે ભોગીલાલ એક ગુણો લઈ આવ્યો. અને તેમાં રંગીલને પૂર્યો. ગુણાનું મોઢું દોરડાવતી મજબુત બાંધ્યું. અને દિવાનખાનાની રસ્તાપર પડતી બારીમાંથી ગુણાને નીચે ફેંકી દીધો. બિચારો રંગીલ ! તનો રંગ તો શું પણ જાન ઉડી જાય એવી સ્થીતિમાં એક મ્હોટા ધબકારાની સાથે રસ્તાપર પડયો. રાતનો સમય હોવાથી આ ધબકારાનો અવાજ સાંભળીને પણ કોઇ બહાર નિકળ્યું નહિ. જુદી જુદી શંકા અને તર્ક વિતર્ક કરીને સૌએ વાતને મહત્વ આપ્યું નહિ. અને રંગીલદાસે આખી રાત્રિ રસ્તા પર ગુણામાં સંતાઇને વ્યતિત કરી.

ઘોર પાતકનાં ફળ પણ ઘોરજ મળે ને?

*　　　　*　　　　*

સ્હવારે રસ્તાપર ઝાડુ કાઢનાર ભંગીએ આ ગુણો જોયો. તેણે જાણ્યું કે અંદર કાંઇ ચીજ હશે. જેવો તે ગુણાને અડયો તેવો ગુણો દડવા લાગ્યો. અંદર સજીવ વસ્તુ હોવાની તેને ખાત્રી થઇ. બે ચાર છોકરાઓ ત્યાં આવી ચડયા. અને આ પ્રમાણે દડતા ગુણાને જોઇ ગુણાને અડવા લાગ્યા. છોકરાઓ ગુણાને અડતા જાય તેમ રંગીલ પોતાનું શરીર હલાવે. છોકરાઓને આ એક રમત જેવું થઈ પડયું. અને બિચારા રંગીલનો જીવ જતો હતો.

પોલીસે આવીને તે ગુણો છોડયો. અંદરથી ભાઇ સાહેબ રંગીલદાસ નીકળ્યા. ગુણો રંગીલના ખભાપર મુકી પોલીસ તેને ગેટપર લઇ ગયો છોકરાઓની પાછળ મ્હોટી હાર થઈ હતી. આવું કૌતુક તેમણે કયારેય પણ ન જોયું હોવાથી છોકરાઓ પાછળ પાછળ જતા હતા. પોલીસ ડંડો ફેરવતો. છોકરાઓ ડંડાની બ્હીકથી પાછા દોડી જતા-પડતા-આથડતા પરંતુ આશ્ચર્યની લાગણીની વચ્ચે તેઓ પાછા જઈ શકતા નહિ. ઠેઠ પોલિસ ગેટ સુધી છોકરાઓ પાછળ પાછળ ગયા. રંગીલદાસનું મ્હોં તદન લેવાઇ ગયું હતું. તેનું હૃદય ધ્રુજતું હતું.

*　　　　*　　　　*

કૉર્ટની બેઠક હતી. ન્યાયાધિશ ઉંચ્ચાસને વિરાજેલા

હતા. પોલીસ તરફથી રંગીલદાસને કોર્ટમાં હાજર કરવામાં આવ્યો ન્યાયાધિશ સવાલ પૂછે ત્યાર પહેલાં તેના હાથમાં એક ચિઠ્ઠી આવી. ચિઠ્ઠી આપનાર ડીટેકટીવ મણિરાય હતો. ચિઠ્ઠી લઇને ન્યાયાધિશે વાંચવા માંડીઃ

"સાહેબ !

"પોલીસ તરફથી હાજર થયેલો માણસ શકદાર છે." અન્નવિલાસ હિન્દુલૌજ "ના માલિકે આ શકદારની સાથે પ્યારથી જોડાયલી એક સ્ત્રીને પોતાને કબજે કરી છે. તે સ્ત્રીને અને લૉજના માલિકને કોર્ટમાં બોલાવવાથી વિશેષ સ્પષ્ટીકરણ થઇ જશે."

-આપનો વિશ્વાસુ-

મણિરાય

( ડીટેકટીવ )

ચીઠી વાંચીને ન્યાયાધિશે. "અન્ન વિલાસ હિન્દુ લૌજ" તરફ પોલીસો મોકલ્યા. થોડીવારે ભોગીલાલ અને હીરા કૉર્ટમાં ઉપસ્થિત થયાં. ગુણામાં નાખીને રીબાવવા જતાં આ પરિણામની ભોગીલાલને કલ્પના સરખી પણ હતી નહિ. નહિતર તે એવુ કાર્ય કરત નહિ.

ન્યાયાધિશે બીજા થોડાએક કેસો ચુકવ્યા. કૉર્ટ ઉઠવાનો ટાઇમ થઇ ગયો હોવાથી રંગીલની તપાસની મુદ્દત

બીજા દિવસની પડી. દર્મ્યાન રંગીલ અને હીરા નજરકેદમાં રાખવાનો ન્યાયાધિશે હુકમ ફરમાવ્યો. અને ભાગીલાલને બીજે દિવસે હાજર રહેવાના જામીન પર છોડી મૂકવામાં આવ્યો.

આ પ્રમાણે હુકમ કરીને ન્યાયાધિશ ઉઠવા જતા હતા ત્યાં જ્યુરીનો સભાસદ ડૉકટર વિષ્ણુવર્મા ઉભો થયો અને બોલ્યો:

"નામદાર કૉર્ટને મારી વિનતિ છે કે આ સ્ત્રી બદમાશોના ભમાવ્યાથી આવી હાલતમાં આવી પડી છે, એને આવતી કાલે કૉર્ટમાં હાજર કરવાની જવાબદારી મારા ઉપર લઇ હું આ સ્ત્રીને અહિં નજર કેદમાં ન રહેવા દેતાં મારા ઘેર લઇ જવા ઇચ્છું છું, કૉર્ટ મારી ક્રેડીટ પર વિશ્વાસ રાખી મારી અરજ ધ્યાનમાં લેશે. એવી મારી ખાત્રી છે."

ન્યાયાધિશે કહ્યું: "ડોકટર વિષ્ણુવર્માની ક્રેડીટ પર કૉર્ટને રાજજડ વિશ્વાસ હોવાથી અને વિષ્ણુવર્મા એક નામાંકિતનાગરીક હોવાથી આ સ્ત્રીને આવતી કાલે કોર્ટમાં હાજર કરવાની શરતે સોંપવામાં કૉર્ટ કાંઈ વાંધો જોતી નથી."

કૉર્ટ. ઉઠી ગઇ. અને હીરાને લઇ વિષ્ણુપ્રસાદ પોતાને બંગલે ગયો.

વિષ્ણુપ્રસાદ એક સજ્જન હતો. કોઇને દુઃખી દેખી તેનું હૃદય ભરાઈ આવતું. તે ઉદાર હતો. ધર્મ પ્રિય હતો. સદગુણી હતો અને વિચાર શીલ હતો. તેણે વિચારી લીધું કે હીરાને ભમાવીને અધોગતિના ગહન ગર્તમાં ગબડાવનાર બદમાશો છે. અને તેથી તેણી નજર કેદ રહે એ તેને ઠીક ન લાગ્યું. તેનું હૃદય દયાર્દ્ર હતું. દયાનો ઉભરો આવતાં તેણે હીરાને પોતાને ત્યાં લઇ જવા કૉર્ટને અરજ કરી અને કૉર્ટે તેની કેડીટપર વિશ્વાસ રાખી હીરાને તેને સોંપવામાં કશો વાંધો કે સંકોચ જોયો નહિ.

" વહે ઝરણુ દયાનું જેના હૃદયની માંહી
" દુઃખી અવરને દેખી થાશે અતિમ ત્રાહી !........વહે.

" ધર્મવાન કીર્તિવાન્ સમૃદ્ધિવાન સારા,–
" થોડા જગત્માં તેવા છે અધિકજન નઠારા........વહે.

" નિષ્ઠુરતા બતાવે, જેને દયા ન આવે,
" માનવ તે ગણાયે દાનવ ખરો કહાવે............વહે.

" દેખી દુઃખી કો પ્રાણી, આંસુ દૃગેઝરે છે !
" એવા દયાળુ આત્મા સુખ સ્વર્ગને વરે છે !........વહે.

मंगल.

# પ્રકરણ અગિયારમું.

---



બીજે દિવસે કૉર્ટની બેઠક થઇ. આરોપીઓ હાજર થયા ડીટેકટીવે આ વખતે તે પણ ન્યાયાધિશ ને કામ શરૂ કરે તે પહેલાં એક ચિઠ્ઠી આપી. ન્યાયાધિશે વાંચી.

" સાહેબ !

" હિન્દુધર્મશાળાના સાતમા નંબરની રૂમમાં ઉતરેલા હરિકીલાલ અને મધુમુખીને કૉર્ટમાં બોલાવવાની વ્યવસ્થા કરો. તેઓ પણ શકદાર છે.

મણિરાય–ડીટેકટીવ.

પોલીસ મોકલીને હરિકીલાલ અને મધુમુખીને કૉર્ટમાં હાજર કરવામાં આવ્યા.

\+ \+ \+ \+

" શિકાર ગયો !" ભોગીલાલે તેના એક મિત્રને કહ્યું:

" ક્યાં ? "

" ડૉકટર વિષ્ણુવર્મા હીરાને લઇ ગયો. "

" કેમ ? "

" આવતી કાલની મુદતે તેને હાજર કરવાની શરતે. "

" એ ડૉકટરને ઠાર કરી નાખું ! આપણા શિકાર તરફ તે નજર પણ કેમ કરે ? "

" કાલે કૉર્ટ ફેંસલો આપશે. હીરા વિષે મારે જુબાની આપવાની છે. મેં એક સારા વકીલને મારા તરફથી બોલવા માટે રોકેલા છે. પરંતુ મને ખાત્રી છે કૉર્ટ જરૂર દંડ તો કરશેજ. ખુલખુલ હાથમાંથી જવા ઉપરાંત અમુક રકમનો વળી ચાંદલો ચોંટશે. પેલાને ગુણામાં પુરીને રસ્તાપર નાખ્યો. તે ન જીવ્યો હોત તો સારૂં હતું. તે ગુણાએજ આપણી રમત ખતમ કરી નાખી "

ઉપરોક્ત વાતચીત થયા પછી બીજે દિવસ કૉર્ટના ટાઇમે ભોગીલાલ તેના સ્નેહી સાથે કોર્ટમાં હાજર થયો.

કેસ ચાલ્યો. રંગીલદાસે પોતાની પત્નીના કરેલા ખુનના આરોપનો સ્વીકાર કર્યો. હિક્કતલાલે, ભગવાનદાસના કરેલા ખુનના આરોપનો સ્વીકાર કર્યો. બન્ને બદમાશોને ન્યાયાધિશે ફાંસીની સજા કરી. અને મધુમુખીને મિસ્ટ્રેસના ધંધામાં કરેલા પાપાચારની શિક્ષામાં સાત વરસ સખ્ત કેદખાનાની સજા મળી.

આ રીતે બદમાશોને પોતાના કરેલા દુષ્કૃત્યનો બદલો બરાબર મળી ગયો. જ્યારે બદમાશોને ફાંસી અપાઇ હતી, ત્યારે ફાંસીના માંચડે ચડતાં બદમાસોએ અત્યંત કરૂણ.

સ્વરે ઉદ્‌ગાર કાઢયા હતા. જે ઘણાજ મનન કરવા જેવા હતા અંતરની વેદનાથી નિકળેલા એ પશ્ચાતાપના રૂપના શબ્દો અત્યંત કીંમતી હતા. પરંતુ તેમનો પશ્ચાતાપ અત્યંત મોડો હોવાથી ફાંસીના લાકડે લટકીને પ્રાણ વિસર્જન કરવો પડયો ! મરતી વખતના તેમના શબ્દો આ રહ્યા.

" કંદર્પમાં ભૂલી મતિ, ને ઘોર પાપાચારમાં,—
" ડૂબી ગયા હાયે ! કૃત્ય દુરાચારમાં:
" શિક્ષા થવાની કૈં નથી અભિમાનએ અમને હતું.—
" અંતર અમારૂં કષ્ટને નજરે કદીના દેખતું.
" પણ આ સમે શુળીપરે અમ પ્રાણ તો ચાલ્યા જશે
" પાપી દુરાચારી શરીર આ લાકડે હા ! લટકશે !
" સંસારના પ્રાણી સહુ ! જ્ઞાન આ પરથી ગ્રહજો.

*   *   *   *

" ધર્મ અને નીતિ સેવીને મંગલ મારગને ગ્રહજો ! "

એકલી પડેલી ઉભય બાળાઓમાં વાતચીત થઇ. પ્રથમ શાન્તા બોલી.

" કાન્તા ! "

" કેમ ? "

" આપણું શું થશે ? આ બધાને તો પોલીસ ઉપાડી ગયા છે કોણ જાણે આપણે કયાં આવ્યા છીએ. આપણાં માતા—પિતા આપણા વિના ખાતા પણ નહિ હોય હાય ! આપણે કયાં જશું ? "

બન્ને બાલિકાઓ રડવા લાગી. રોઇરોઇને બન્નેની આંખો સુજી ગઇ. તે બન્ને પરગામમાં નિરાધાર અવસ્થામાં આવી પડી હતી. આવી નિરાધાર અવસ્થા કોને ન રડાવે ? મોટા માણસ પણ ધૈર્ય તજી દેતા આતો બિચારા ફુલ ! તેના કોમળ અંતર રડયા સિવાય કેવી રીતે રહી શકે ? બન્ને બાલિકાઓ એક બીજાના મ્હોં સામુ જોતાં જોતાં રડતી હતી, ત્યાં મણિરાય ડીટેકટીવ આવ્યો અને બોલ્યો:

" બ્હેનો ! "

બ્હેનના સંબોધનને સાંભળી ઉભય બાલિકાઓનું રૂદન બંધ થયું. પોતાની અત્યંત કફોડી નિરાધાર સ્થીતિમાં કોઈ ભાઇ મળી આવે એવી તેને આશા નહતી. પરંતુ આમ ઓચીંતુ 'બ્હેનો'નું સંબોધન સાંભળીને તેની ખિન્નતા થોડે અંશે દુર થઈ અને ઉભય એ ધર્મના ભાઇને વળગી પડી.

" ભાઇ ! અમારા ધર્મના ભાઈ થઇને અમને અમારા ઘેર પહોંચાડો અમે નિરાધાર છીએ. અમને ફોસલાવીને ખરાબ માણસો અહિં ઉપાડી લાવ્યા છે. અમારા માત પિતા રડયા કરતા હશે. અમને સહાય કરો. ભગવાન તમારૂં ભલું કરશે ! "

" બ્હેનો ! ગભરાઓ નંહિ પરમેશ્વર બધું સારૂંજ કરે છે. તમારી સાથના બદશોને મ્હેં કેદ કરાવી દીધા છે તેઓ લુચ્ચા અને નીચ માણસો છે. હું તમને બેન ગણીને તમારે ઘેર લઇ જઈશ જરા પણ દુઃખી થશો નહિ."

બાલિકાઓ આનંદમા આવી ગઇ. પોતાના ભાઈના મ્હોં સામું એકી નજરે જોવા લાગી. ડીટેકટીવે કહ્યું:

" તમે જરા બેસજો. હું થોડીવાર બ્હાર જઇને પછી આવું છું. પછી આપણે આપણા ગામ ચાલ્યા જઈશું. હું તમારા ગામનોજ છું ! "

મણિરાયને જે કામ કરવાનું બાકી હતું તે આ ટોપી લઈને બન્ને બાલિકાઓને લઇને તે આનંદપુર આવ્યો.

શાન્તા અને કાન્તાના માતાપિતા દિવાના–ઘેલા જેવા આખા શહેરમાં રાતદિવસ શોધ્યા કરતા હતા. ડીટેકટીવે જઇને બન્ને બાલિકાઓને તેના માતપિતાને સોંપી દીધી. ડીટેકટીવનો તેઓએ આભાર માન્યો.

" મહાશય ! અમે આપના આભારી છીએ "

" એમાં આભાર માનવા જેવું કશુંજ નથી."

" કેમ નહિ ? કંઈપણ સ્વાર્થ વિના આટલી બધી તસ્દી લઇ અમારી કાયાઓને બદમાશોના સકંજામાંથી છોડાવીને અમારી પાસે આવ્યા એવા ધર્માત્માનો અમે કેમ આભાર માનીએ નહિ ? "

મેં મારા ધર્મથી કાંઈપણ વધુ કર્યું નથી. કારણ કે હું ડીટેકટીવ છું. આવી બાબતો ગુપ્ત રીતે તપાસતા રહેવું અને પ્રજાના સલામતી–આબરૂ–પ્રતિષ્ઠા સાચવવા અમારા જાનની પણ દરકાર ન કરવા અમે ડીટેકટીવની નોકરી કરીએ છીએ. ’

“ તમે ડીટેકટીવ નહિ પણ દેવ છો ”

પોતાની પ્રસંસા સાંભળવી ન ગમતી હોવાથી મણિ-રાય ત્યાંથી ચાલ્યો ગયો.

છુટા પડેલા પુત્રી-માતા પિતા સર્વ આત્મીયજનો વ્હાલીથી ભેટયા.

એ રીતે બે કન્યા કુસુમો અધમ જનના હાથથી કરમાઈ જતાં બચવા પામ્યા ખરેખર ! પરમાત્માનો ન્યાય બરાબર છે. પાપી આત્માઓને શિક્ષા આપ્યા વિના તે કદીપણ રહેતો નથી. પાપીઓ પાપ કરતાં પાછું વાળીને જોતા નથી, તેઓ અભિમાનમાં–તોફાનમાં એટલા બધા ઉન્મત્ત બની જાય છે કે તેમને આજુબાજુનો કશો પણ વિચાર રહેતો નથી. અને દિવસ ઉગતાં દરરોજ નવ નવાં પાતકો કર્યા કરે છે. પરમાત્માની દ્રષ્ટિ એવા શયતાનો ઉપર જ્યારે તીવ્ર બને છે. ત્યારે પાપી શયતાનો એ તીવ્ર દ્રષ્ટિમાંથી ઝરતા આગના તણખાંમાં બળી મરે છે !

" જાતાં વધી પાપો પ્રભુ ! સાંખી કદી લેતો નથી !
" ઘટ પાપનો પુરો થતાં ફૂટયા વિના રેતો નથી !
" પાપો કરો છાનાં તથાપિ ઈશથી છાનું નથી !
" શિક્ષા ગુન્હાની પામવી એ દુરજોવાનું નથી !
" કીધેલ છે જે પાપતે હા ! લેશ ટળવાનું નથી !
" પાપી જનો ઉપર જરા પરમાતમાની દયા નથી.
" માટે ન કરવું પાપ ક્યારે ભુલથી પણ :વાંચકો !
" નીતિ અને સદ્ધર્મમાં જીવન વિતાવો પાઠકો !
" પામો કથાના પાપમાં પ્રવૃગ થયા જ્યારે સહુ,
" ત્યારે પ્રભુ શયતાનની ઉપર કુપિત થયા બહુ-
" ફાંસીમળી-ગુન્હાતણી-શિક્ષા ભયંકર રૂપમાં,
" હ્યો સાર એપરથી નપડવું પાપ કેરા કૂપમાં,
" જે ધર્મ જીવન ગાળતા નયને જાતિને ભાળતા,
" એવા પુનિત આત્મા નહિ સંકષ્ટ જરીયે પામતા,

મંગલ.

## —સમાપ્ત—



ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે
છાપ્યું કાળુપુર ટંકશાળ—અમદાવાદ.



| પુસ્તકો | રૂ, આ. |
| --- | --- |
| કુમતું વ્હાલ | ૪-૦ |
| આસામપર હલ્લો | ૧-૪ |
| મહાત્માજીના ખાનગી પત્રો | ૦-૬ |
| પારસમણી (પારસસંગ્રહ) | ૨-૦ |
| રણછોડલાલનુ જીવન ચરિત્ર | ૩-૦ |
| સંસાર | ૧-૮ |
| આદર્શ ગ્રહસ્થ [ જાપાનીસ જાસુસ] | ૨-૪ |
| બ્રહ્મ કર્મ | ૧-૪ |
| દ્વિજ કર્મ | ૦-૨ |
| વેદાન્ત સમુચ્ચય | ૨-૮ |
| સદાચાર સમુચ્ચય | ૨-૮ |
| સ્તોત્ર સમુચ્ચય | ૦-૬ |
| ચારત્ર મણિકાન્ત મોટું | ૪-૦ |
| અમર ચારત્ર ચાર ભાગ દરેક ભાગના | ૩-૮ |
| આપણો ધર્મ | ૪-૦ |
| રાષ્ટ્રીય ગીત | ૧-૦ |
| હિન્દ સ્વરાજ | ૦-૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦-૩ |
| સ્વદેશ ગીત | ૦-૧૨ |
| સોર્ટ સંન્ટેન્સીઝ | ૦-૪ |
| જ્ઞાન ચિંતામણી | ૨-૮ |
| જાદુઈ ફાન્સ | ૦-૮ |
| સુવાસીની સરલા | ૦-૧૨ |
| ઇન્દુ કુમારી | ૧-૮ |

| | |
| --- | --- |
| સુગુણ સુંદરી | ૦-૪ |
| બાપારાવ | ૨-૦ |
| રામકૃષ્ણ પરમહંસ | ૪-૦ |
| વિવેકાનંદ જીવનચરિત્ર | ૩-૪ |
| દક્ષિણનો વાઘ | ૩-૦ |
| કૈલાસ માનસરોવર | ૨-૮ |
| પચાસરનો જયશીખરી ભાગ ૧ | ૩-૦ |
| ” ” ૨ જો | ૩-૦ |
| એકતના નિબંધ | ૬-૬ |
| શારિરીક માનસિક શિક્ષણ | ૦-૬ |
| સંગ્રામ ક્ષેત્ર | ૨-૬ |
| ધર્મ બિંદુ | ૨-૦ |
| નાશીક (પંચવટી)યાત્રા | ૦-૧૨ |
| વિચિત્ર પ્રેમપંખીણી | ૩-૮ |
| ગુલસાના | ૧-[illegible] |
| ગુલાબી વેપર ભાગ ૧ લો | ૨-૧૨ |
| ” ” ૨ જો | ૧-૩૨ |
| માયાનો બજાર ભાગ ૧ લો | ૨-૮ |
| ” ” ૨ જો | થહું૮ |
| સચિત્ર વેણાવેલી ૧ લો | ૦-૧૦ |
| ” ” ૨ જો | ૦-૧૦ |
| સચિત્ર રાજ કઠીઆરો | ૧-૦ |
| બે ભાગ ભેગા | ૧-૪ |
| સચિત્ર સતિ દ્રૌપદી | ૦-૧૦ |
| નોવેલો ૧ લો | ૦-૧[illegible] |
| ” ” ૨ જો | ૦-[illegible] |

ભક્તશીરોમણી પાનાં ૨૫૬ કી. ૦-૧૦-૦
પવિત્ર લીલાવતી (દુરીગીતમાં) ૦-૬-૦
સતી તારામતી ,, ૦-૧૦-૦
કોણ ચાલાક ? ૦-૧૦-૦
સદેવંત સાવળીંગા ૦-૧૦-૦
ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦-૮-૦
મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦-૧૨-૦
વિજયા વિજય ૦-૧૦-૦
સુદામાજી સચીત્ર ૦-૧૦-૦

દયાની દેવી સચીત્ર ૦-૬-૦
નળ દમયંતી સચિત્ર ૦-૧૦-૦
પંચીકરણ ગુજરાતી ૧-૮-૦
શુદ્ધ કાવ્ય દોહન કીં. ૧-૮-૦
સાચો સવાશેર ૦-૮-૦
સંત સમાજ ભજનાવલી સચીત્ર કીં ૧-૦-૦
બત્રીસ પુતળી મોટી પાકુ પુંઠુ સચિત્ર ૩-૦-૦
"શોભના" સચીત્ર ૦-૬-૦
રણછોડ લીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦

ગજરામારૂ, ગુલબકાવળી, બરાસકસ્તુરી, સુંદરકામદાર દરેક સચિત્ર કી. ૦-૮-૦

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારા, સસ્તા ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવા નવા સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતા જાય છે. આપ આપનુ નામ નોંધાવશો તો છપાતા નવા પુસ્તકો જણાવતાં રહીશું.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારાં સારાં સસ્તા ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળઃ—

## બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

(વાંચો) (સચિત્ર) **હિંદુ સંસાર.** કી. ૦-૧૦-૦

(વાંચો) સચિત્ર નળ દમયંતી કી. ૦-૧૦-૦

ચત્ર ઝેરી ઝવેરી કી. ૦-૧૦-૦




બુકસેલર રણછોડલાલ મોતીલાલ, રીચીરોડ-અમદાવાદ.